# સામાયક સૂત્ર.

( અર્થ સહિત )

તથા

ચૈત્યવંદન, સ્તવનો, છંદો. અષ્ટપ્રકારી
પુજા, સ્નાત્ર વીગેરે.

---

ખંભાતવાળા શા. અંબાલાલ સાંકલચંદની મર્હુમ
પત્નિ બાઈ ક્ષમાગુીના પુન્યાર્થે.
સાધર્મી (જૈન) ભાઈઓ તથા બ્હેનોને ભેટ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
શા. અંબાલાલ સાંકળચંદ તરફથી.
( ખંભાત નિવાસી )
માસ્તર ઉમેદચંદ રાયચંદ.
શ્રી જૈન જ્ઞાનવર્ધક શાળાના ધર્મ શિક્ષક
મું. અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી          પ્રત ૫૦૦
સંવત ૧૯૭૧ વીર સંવત ૨૪૪૧ સને ૧૯૧૫
શ્રી "સત્યપ્રકાશ" પ્રીન્ટીગ પ્રેસમાં ડાહ્યાભાઈ શકરાભાઇએ છાપી.
અમદાવાદ.

# સામાયક સૂત્ર.

( અર્થ સહિત )

તથા

ચૈત્યવંદન, સ્તવનો, છંદો, અષ્ટપ્રકારી
પુજા, સ્નાત્ર વીગેરે

---

ખંભાતવાલા શા. અબાલાલ સાંકલચંદની મર્હુમ
પત્નિ બાઈ રૂક્ષમાણીના પુન્યાર્થે.
સાધર્મી (જૈન) ભાઈઓ તથા બ્હેનોને ભેટ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
શા. અંબાલાલ સાંકળચંદ તરફથી.
( ખંભાત નિવાસી )

માસ્તર ઉમેદચદ રાયચંદ.
શ્રી જૈન જ્ઞાનવર્ધક શાળાના 'ધર્મ શિક્ષક
મુ. અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી પ્રત ૫૦૦
સંવત ૧૯૭૧ વીર સંવત ૨૪૪૧ સને ૧૯૧૫
શ્રી "સત્યપ્રકાશ" પ્રીન્ટીગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇએ છાપી.
અમદાવાદ.

# પ્રસ્તાવના.



આ લઘુ પણ ઘણુ ઉપયોગી પૂસ્તક છપાવી પ્રસિદ્ધિમાં મૂકતાં સર્વે જૈનભાઇઓ તથા બ્હેનોને જણાવવા રજા લઉ છું કે આ પૂસ્તક પ્રથમ મ્હેસાણા શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા તરફથી સંવત ૧૯૫૭ ની સાલમાં બાહાર પડયુ હતું. તે ઉપરથી તથા બીજા પૂસ્તકોમાંથી તેને લગતા ઉપયોગી વિષયો લઇ આ પૂસ્તક છપાવવામાં આવેલું છે.

આ પૂસ્તક પ્રસિદ્ધીમાં આવવાનું પ્રયોજન જ્ઞાતે વીસાશ્રીમાળી મૂલ ખંભાતના પણ હાલમાં વેપાર અર્થે મુંબઇમાં રહેતા શા. અંબાલાલ સાંકળચંદ ખાખશરીયાવાલા તેમની સુપત્નિબાઇ રૂક્ષમાણી કે જેઓ (૩૨) વરસની નાનીવયમાં પંચત્વ પામ્યા હતા તેમના પુન્યાર્થે આ પૂસ્તક છપાવવાની તેમની ઇચ્છા થઇ કારણ કે તેઓ હમેંશા સામાયક કરતા હતાં તેમજ તેમની પત્ની પણ ધર્માનુંરાગી હતા તેથી તેમનો વિચાર થયો કે જેઓ સામાયક તેમજ જીનેશ્વર ભગવાનની પૂજા કરનારા ધર્માનુંરાગી જીવો સમજણ પૂર્વક ધર્માનુંષ્ઠાન કરે તો તેમને ઘણોજ લાભ થાય, તેથી આ નાનકડું પણ અર્થ સહિત વિધિસહીત તેમજ પૂજા કરવા જતાં પણ ઉપયોગી થઇ પડે તેવું પૃસ્તક છપાવી ભેટ તરીકે આપવાનો વિચાર તેમનો હતો તેવામાં આ પૂસ્તકના પ્રસિદ્ધ કર્તાનો અને તેમનો ખંભાતમાં મેલાપ થયો અને તેમની સમ્મતી મલવાથી આ પૂસ્તક પ્રસિદ્ધીમાં આવેલું છે અને તેનો સઘલો ખર્ચ તેઓ સાહેબે આપેલો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે એજ સુજ્ઞેશુ કીંબહુના

પ્રથમ વેશાખ સુદી ૧૫. લી૦ પ્રસીદ્ધકર્તા.

# અનુક્રમણીકા.

સમાપ્ત.

શ્રી.

# સામાયક સૂત્ર.

## ( અર્થ સહિત. )



### ૧ ॥ અથ નવકાર મંત્ર, ॥

નમો અરિહંતાણં—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ,
નમો સિદ્ધાણં—સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ,
નમો આયરિયાણં—આચારજ ભગવાનને નમસ્કાર થાઓ,
નમો ઉવજ્ઝાયાણં— ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.
નમો લોએ સવ્વ સાહૂણં—લોકની અંદર સર્વ સાધુઓને મારો નમસ્કાર થાઓ,

એસો પંચ નમુક્કારો—એ પાંચ નમસ્કાર.
સવ્વ પાવપ્પણાસણો—સર્વ પાપના નાશ કરવાવાળા છે,
મંગલાણંચ સવ્વેસિં—સર્વ મંગળીકને વિશે,
પઢમં હવઇ મંગલં—તે પેહેલું મંગળીક છે.
પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વ વર્ણ (૬૮)

## ૨ ॥ અથ પંચિંદિઅના અર્થ. ॥

પંચિંદિઅ સંવરણો—પાચ ઇંદ્રિઓના વિકારને રોકનાર,
તહ નવવિહ બંભચેર ગુત્તિધરો—તથા નવ પ્રકારના શિ
યળવ્રતની ગુપ્તિને ધારણ કરનાર,
ચઉવિહ કસાયમુકકો—ચાર પ્રકારના કસાયથી છુટા,
ઇઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો ॥૧॥—એ અઢાર ગુણે કરી
ને સહીત હોય. ॥૧॥
પંચમહવ્વય જુત્તો—પાંચ મહાવ્રત યુક્ત,
પંચવિહાયાર પાલણ સમથ્થો—પાંચ પ્રકારના આચાર
પાળવાને સમર્થ હોય,
પંચસમિઓતિગુત્તો—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ, સહિત
છત્તીસ ગુણો ગુરૂ મજઝ ॥૨॥ એ છત્રીસ ગુણે કરીને સ-
હીત મારા ગુરૂ છે. ॥ ૨ ॥
ગાથા (૨) પદ (૮) ગુરૂ (૧૦) લઘુ (૭૦) સર્વ વર્ણ (૮૦).

## ૩ ॥ અથ ઇચ્છામિ ખમાસમણાના અર્થ ॥

ઇચ્છામિ ખમાસમણો—ક્ષમાદિક ગુણે કરીને સહિત સાધુ
ને હું ઇચ્છું છું,
વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ—શરીરની શકિતવડે
તથા પાપ વ્યાપાર છોડીને વાંદવાને,
મથ્થએણ વંદામિ—મસ્તકવડે હું નમસ્કાર કરૂં છું,
ગુરૂ (૩) લઘુ (૨૫) સર્વ વર્ણ (૨૮).

## ૪ ॥ અથ સુગુરૂને શાતા સુખ પૃચ્છા ॥

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ, સુખ તપ શરીર નિરાબાધ ॥ સુખ સજમ જાત્રા નિર્વહોછોજી ॥ સ્વામી શાતા છેજી ॥ ભાત પાણિનો લાભ દેજોજી ॥ ઇતિ ॥

## ૫ ॥ અથ ઇરિયાવહિના અર્થ. ॥

ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્—ભગવત આદેશ આપો ઇચ્છાએ કરીને,
ઈરિયાવહિય પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં જે પાપ થાય તેથી હું નિવર્તું છું,
ઇચ્છંઇચ્છામિ પડિક્કમિઉ—મારા મનની ઈચ્છાએ પાપને પરિહરવું તે ઇચ્છું છુ,
ઇરિયાવહિયાએ—માર્ગમાં ચાલતાં જીવની.
વિરાહણાએ—વિરાધના થઇ હોય,
ગમણાગમણે—જતાં આવતાં
પાણક્કમણે—કોઇ જીવ ચાંપ્યો હોય,
બીયક્કમણે—બીજ સુકાં, લીલાં ચાંપે,
હરિયક્કમણે—લીલી વનસ્પતિ ચાંપી હોય,
ઓસાઉત્તિંગ—ઠાંનુ પાણી તથા કિટયારૂ,
પણગદગ—પાંચ વર્ણી સેવાળ (નીલ, ફુલ) તથા કાચું પાણી,
મટ્ટી મક્કડા—માટી, કરોળીયાનાં પડ,
સંતાણા સકમણે-જાળ ચાંપ્યા હોય,

જેમેજીવાવિરાહિયા - મે જે જીવની વિરાધના કીધી,
એગિંદિયા—એકેંદ્રી (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, વન-
સ્પતિ. )
બેઇંદિયા—બે ઇંદ્રીવાળા (કીડા, અળસિયા, પાણીના પુરા
વિગેરે )
તેઇંદિયા—ત્રણ ઇંદ્રીવાળા (માકણ, કીડી, મંકોડા વિગેરે )
ચઉરિંદિયા—ચાર ઇંદ્રીવાળા (માંખી, ભમરા, કુદાં વિગેરે )
પંચિંદિયા—પાંચ ઇંદ્રિવાળા (મનુષ્ય તિર્યંચ વિગેરે જીવોને)
અભિહયા—સામા આવતા હણ્યા હોય,
વત્તિયા—ધુળે કરીને ઢાંકયાં હોય,
લેસિયા—ભુમી સાથે ભીતે ઘસ્યા,
સંઘાઇયા—માંહોમાંહે શરીર શરીર મેળવ્યાં હોય,
સંઘટ્ટિયા—એક પાસું ફેરવી પીડા કરી,
પરિયાવિયા—પીડ્યા એટલે પરિતાપ ઉપજાવ્યા,
કિલામિયા—જેથી કોઇના દીલને અફસોસી ઉપજાવી હોય,
ઉદ્દવિયા—ઉપદ્રવ કર્યા ત્રસવ્યા હોય,
ઠાણાઓઠાણં, સંકામિયા—એક સ્થાનકથી બીજે સ્થાનકે
મુકયા હોય,
જીવિયાઓ વવંરાવિયા—આવખા થકી ચુકાવ્યા હોય,
તસ્સમિચ્છામિદુક્કડં—તે પાપ મિથ્યા, નિષ્ફળ થાઓ.
પદ (૨૬) સંપદા (૮) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬) સર્વ
વર્ણ (૧૫૦)

## ॥ ૬ અથ તસ્સ ઉત્તરીના અર્થ. ॥

તસ્સઉત્તરી કરણેણ--તે પાપ શુદ્ધ કરવાને,
પાયચ્છિત્તકરણેણ--તે પાપને છેદ કરવાને,
વિસોહીકરણેણં--આત્માને શુધ્ધ કરવાને,
વિસલ્લીકરણેણ--આત્માને માયાદી ત્રણ શલ્ય રહિત કરવાને,
પાવાણ કમ્માણ--પાપ કર્મ તેને
નિગ્ધાયણઠ્ઠાએ--ટાળવાને અર્થે,
ઠામિ કાઉસ્સગ્ગં--કાઉસ્સગ્ગ કરૂં છું.
પદ (૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વ વર્ણ (૪૯)

## ૭ ॥ અથ અન્નત્થ ઉસસિએણંના અર્થ. ॥

અન્નત્થ ઉસસિએણ—બીજે ઠેકાણે, ઉંચા સ્વાસવડે,
નીસસિએણં, ખાસિએણં, છીએણં—નીચા સ્વાસવડે, ઉધરસવડે, છિક વડે,
જંભાઈએણં, ઉડ્ડુએણ, વાય નિસગ્ગેણં—બગાસાવડે, ઓડકારવડે, વાયુ સંચરવાથી,
ભમલિએ, પિત્ત મુચ્છાએ, સુહુમેહિં અંગ સંચાલેહિં—તમ્મરવડે, પિત્તના ઉછાળાથી, અંગના સુક્ષ્મ સંચારથી,
સુહુમેહિં ખેલ સંચાલેહિં—સુક્ષ્મ [illegible]ના ગળવા વડે,
સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં—સુક્ષ્મ દ્રષ્ટિના સંચારવડે,

એવમાઇએહિ આગારેહિં—આ પુર્વોકત આગાર આદે
લેઇને બીજા પણ આગારવડે,
અભગ્ગો અવિરાહિઓ—અખંડીત અવિરાધ્યો,
હુજ્જમે કાઉસ્સગ્ગો—મ્હારે કાઉસ્સગ્ગ હોજો.
જાવ, અરિહંતાણં, ભગવંતાણ—જ્યાં સુધી અરિહત ભ-
ગવાનને
નમુક્કારેણં, ન પારેમિ તાવ કાયં—નમસ્કારવડે ન પારૂ,
ત્યાં સુધી મારી કાયાને
ઠાણેણં મોણેણ, ઝાણેણં—સ્થાનકવડે, મૌનપણે, ધ્યાને,
અપ્પાણં વોસિરામિ—પોતાની મેળે વોસિરાવું છુ.
સંપદા (૫) પદ (૨૮) ગુરૂ (૧૩) લઘુ (૧૨૭) સર્વ વર્ણ (૧૪૦)

## ૮ ॥ અથ લોગસ્સના અર્થ.

લોગસ્સ ઉજ્જોઅગરે—લોકને વિષે ઉદ્યોતના કરનાર,
ધમ્મતિત્થયરેજિણે—ધર્મ તીર્થના કરણહાર,
અરિહતેકિત્તાઇસ્સ—કર્મરૂપ વેરીના હણનારની કિર્તી કરૂ છું.
ચઉવીસપિકેવલી ॥૧॥—એ ચોવીસે કેવળી છે. ૧
ઉસભમજિઅચવંદે—પેહેલા શ્રી રીખવદેવ, વળી બીજા
અજીતનાથને વાંદુ છું
સંભવમભિણંદણંચ સુમઇંચ—સંભવનાથ, અભિનંદન,
સુમતીનાથ,
પઉમપ્પહં સુપાસ જિણંચ ચંદપ્પહં વંદે ॥૨॥—પદ્મ-

પ્રભુ, સુપાર્શ્વનાથ, રાગ દ્વેષના જીતનાર, ચંદ્ર પ્રભુને
વાંદું છું. ૨

સુવિહિંચપુપ્ફદંતં—સુવિધિનાથ. તથા પુષ્પદંત એ બે
નામ નવમાના.

સીઅલસિજ્જંસવાસુપુજ્જ ચ—શીતળનાથ, શ્રેયાંશનાથ
શ્રીવાસુપુજ્ય.

વિમલમણંતંચજિણં—વિમલનાથ, અનતનાથ, રાગદ્વેષના
જીતનાર,

ધમ્મંસંતિંચિવંદામિ ॥૩॥—શ્રી ધર્મનાથ, શ્રી શાંતિનાથને
વાંદું છું. ૩

કુથુઅરચમલ્લિ—કુથુનાથ, અરનાથ, શ્રી મલ્લીનાથ,

વંદેમુણિસુવ્વયંનમિજિણંચ—વંદુ મુનિસુવ્રત, શ્રી નેમિના-
થને,

વદામિરિઠ્ઠનેમિં—અરિષ્ઠ નેમનાથને વાંદુ છુ.

પાસંતહવદ્ધમાણુ ચ ॥૪॥—પાર્શ્વનાથ તેમજ શ્રી વર્દ્ધમાન
સ્વામીને ૪

એવંમએઅભિથુઆ—મે એણી પ્રકારે કીર્તી કરી તે કેવા
છે તે કહે છે.

વિહુયરયમલા—જેણે કર્મરૂપ રજ મેલ ટાળ્યાં છે,

પહીણજરમરણા —જેણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાંછે.

ચઉવીસપિજિણવરા—એ ચોવીસે તિર્થંકર રાગ દ્વેષના જી-
તનાર.

તિથ્થયરામેપસીયંતુ ॥૫॥–તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ. ૫

કિત્તિયવંદિયમહિયા—સ્તવ્યા, વાંધા, પુજ્યા.

જેએલોગસ્સઉત્તમાસિદ્ધા—જે એ લોકોને વિષે ઉત્તમ સિદ્ધ થયા.

આરૂગ્ગબોહિલાભં—સમકીતબોધ બીજ, રોગ રહીતપણું.

સમાહિવરમુત્તમદિંતુ ॥ ૬ ॥–ઉત્તમ પ્રધાન એવી સમાધિમાં સ્થિરતા આપો. ૬

ચંદેસુંનિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા-ચંદ્રમાથી અધિક નિર્મળ, સુર્યથી અધિક પ્રકાસ કરણહારને,

સાગરવર ગંભીરા-સમુદ્રની પેઠે ગભીર છે,

સિદ્ધાસિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥ એવા સિદ્ધ મુજને સિદ્ધિ દેખાડો ૭

પદ ( ૨૮ ) સંપદા ( ૨૮ ) ગુરૂ ( ૨૭ ) લઘુ (૨૨૯) સર્વ વર્ણ ( ૨૫૬ )

## અથ મુહપત્તિના ૫૦ બોલ.

સુત્ર અર્થ તત્વ કરી સદ્દહુ ૧ સમકિત મોહિની ૨ મીશ્ર મોહની ૩ મિથ્યાત મોહની ૪ પરીહરૂં કામ રાગ ૫ સ્નેહરાગ ૬ દ્રષ્ટિ રાગ ૭ પરીહરૂં. સુદેવ ૮ સુગુરૂ ૯ સુધર્મ ૧૦ આદરૂં કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ ૧૩ પરીહરૂં. જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર ૧૬ આદરૂં. જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર ૧૯ વિરાધના પરીહરૂં. મનગુપ્તિ ૨૦ વચન

ગુપ્તિ ૨૧ કાયગુપ્તિ ૨૨ આદરૂં. મન દંડ ૨૩ વચન દંડ ૨૪ કાય દંડ ૨૫ પરીહરૂં.

## અંગ પડિલેહણાના ૨૫ બોલ.

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં. ડાબે હાથે પડીલેહવા.

ભય ૪ સોગ ૫ દુગંચ્છા ૬ પરીહરૂં. જમણે હાથે પડીલેહવા.

કૃષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોત લેશ્યા ૯ પરીહરૂં માથા ઉપર પડીલેહવા.

રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂ. મોંહે પડીલેહવા.

માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂ છાતી આગળ પડીલેહવા.

ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં, પુંઠે પડીલેહવા.

માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં. આગળ પડીલેહવા.

પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાય ૨૨ ની જયણા કરૂ. ડાબે પગે પડીલેહવા

વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાય ૨૫ ની રક્ષા કરૂં જમણે પગે પડીલેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા, અને લેશ્યા ૩ શલ્ય ૩ કશાય ૪ એ દસ સિવાય બોલ ૪૦ સાધવી શ્રાવિકાને કહેવા.

## ૯ ॥ અથ કરેમિભંતેના અર્થ ॥

કરેમિભતે સામાઇયં—ભગવંત હું કરૂં છું. સમતા રૂપ સામાયક.

સાવજજજોગ પચ્ચખ્ખામિ—સાવદ્ય જે પાપના જોગ તે ત્યાગ કરૂ છુ.

જાવનિઅમ—જ્યાં સુધી નિયમ હોય ત્યાં સુધી.

પજ્જુવાસામિ—આરાધું ભક્તિ કરૂં છું.

દુવિહ—બે ભેદે, કરવું નહીં કરાવવું નહીં તે.

તિવિહેણં—ત્રણ ભેદે. તે મન, વચન કાયા તેણે કરી.

મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ-મન, વચન, કાયાએ કરીને ન કરૂં તથા ન કરાવું.

તસ્સભંતે પડિક્કમામિ—હે ભગવંત તેથી હું નિવરતું છું.

નિંદામિ ગરિહામિ-નિંદુ છુ ગુરૂની સાખે ગરહું છુ.

અપ્પાણં વોસિરામિ—મારા આત્માને વોસિરાવું છું.

### ૧૦ ॥ અથ સામાઇઅ વયજુત્તોના અર્થ ॥

સામાઇઅવયજુત્તો—સામાયકના વ્રત યુક્ત

જાવમણેહોઇ નિયમસંજુત્તો—જ્યાં સુધી મનને વિષે સારખે નિયમે સજુક્ત હોય ત્યાં સુધી.

છિન્નઇઅસુહંકમ્મં—અશુભ કર્મને તોડે.

સામાઇયજત્તિઆવારા [illegible]-જેટલી વાર સામાયક કરે તેટલી વાર ૧

સામાઇઅંમિઉકએ—વળી સામાયક કર્યે છતે.

સમણોઇવસાવઓહવઈજમ્હા—શ્રાવક હોય તે પણ જેથી
સાધુ જેવોજ થાય છે.
એએણ કારણેણ બહુસો સામાઇઅંકુજ્જા ॥૨॥—એ કારણ
થકી ઘણાં સામાયક કરવાં.

સામાયિક વિધિ લીધું, વિધિ પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય તે સવીહું મન વચન કાયાએ કરી મિચ્છામિદુક્કડં ॥ દશ મનના, દશ વચનના, બાર કાયાના એવ ૩૨ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય તે સવીહું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં ॥

## ૧૧ ॥ અથ જંકિંચિના અર્થ ॥

જંકિંચિનામતિથ્થ—જે કોઈ નામ તિર્થ હોય.
સગ્ગેપાયાલિમાણુસેલોએ—સ્વર્ગ લોકમાં પાતાળ લોકમાં
ને મનુષ્ય લોકમાં
જાઇંજિણબિબાઇં—જે કોઇ જિનેશ્વર ભગવાનની પ્રતિમા
હોય
તાઇંસવ્વાઇંવંદામિ—તે સર્વ પ્રતે હું નમસ્કાર કરૂ છું.

## ૧૨ ॥ અથ નમુથ્થુણંના અર્થ ॥

નમુથ્થુણં અરિહંતાણં—અરિહંતને નમસ્કાર થાઓ.
ભગવંતાણ ॥૧॥ આઇગરાણં—ભગવાનને ધર્મની શરૂ-
આત કરનારને
તિથ્થયરાણ—તિર્થંકરને

સયંસંબુદ્ધાણં ॥૨॥—પોતે પોતાની મેળે બોધ પામેલા છે તેમને

પુરિસુત્તમાણં પુરિસસીહાણ—પુરૂષને વિષે ઉત્તમ છે, પુરૂષને વિષે સિંહ સમાન છે તેમને

પુરિસવર પુંડરીઆણં—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ જેવા છે તેમને

પુરીસવરગંધહુથ્થીણ ॥ ૩ ॥—પુરૂપને વિષે ઉત્તમ ગંધ હસ્તી જેવા છે તેમને

લોગુત્તમાણં લોગનાહાણ—લોકમાં ઉત્તમ, લોકના નાથને

લોગહિઆણ—લોકને હિત કરનારને

લોગપઇવાણં—લોકને વિષે દીવા સમાન છે તેમને

લોગપજ્જોઅગરાણં ॥ ૪ ॥—લોકને વિષે પ્રકાશ કરનારને.

અભયદયાણ—અભયદાનના આપનારને

ચખ્ખુદયાણ—ચક્ષુના આપનારને

મગ્ગદયાણં સરણદયાણં—માર્ગ આપનારને, શરણ આપનારને

બોહિદયાણ ॥ ૫ ॥—સમકિતના આપનારને નમસ્કાર થાઓ

ધમ્મદયાણં ધમ્મદેસિયાણં—ધર્મના આપનારને, ધર્મના ઉપદેશ કરનારને

ધમ્મનાયગાણં ધમ્મસારહીણ—ધર્મના નાયકને, ધર્મના સારથીને.

ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં ॥૬॥—ધર્મના ઉત્તમ ચાર ગ-
તિના અંત કરવા રૂપ ચક્ર વર્તે છે જેમને એવા
અપ્પડિહયવરનાણ—નહીં રોકાયેલું કેવળ જ્ઞાન છે જેમને
દંસણધરાણ—દર્શનના ધરનારને
વિઅટ્ટછઉમાણં ॥ ૭ ॥—વિત્યુ છે છળ કપટ છદ્મસ્થપણું.
જિણાણંજાવયાણં—જીનને જાપકને.
તિન્નાણતારયાણં—પોતે સસાર સમુદ્રથી તરેલા છે ને બી-
જાને તારવાને સમર્થ છે
બુદ્ધાણ બોહયાણ—તત્વના જાણ છે તેમને. ભવ્ય જીવોને
જાણપણું કરાવનારને
મુત્તાણં મોઅગાણ ॥૮॥—મુકાણા છે, બીજાને મુકાવનાર
છે તેમને
સવ્વન્નુણં સવ્વદરિસીણં—સર્વજ્ઞને, સર્વદર્શિને.
ıસવ—સર્વ ઉપદ્રવ રહિત
મયલમરૂઅમણંતમખ્ખય—અચળ રોગ રહિત, અનંત,
અક્ષય
મવ્વાબાહ—સર્વ પ્રકારે બાધા રહિત
મપુણરાવિત્તિ—ફરીથી જેમને પાછા આવવું નથી
સિદ્ધિગઇનામધેય—એવી સિદ્ધિ ગતિ છે નામ જેનું એવા
ઠાણંસંપત્તાણં—સ્થાનકે પોતે પહોંચ્યા છે
નમોજિણાણં—જિનને નમસ્કાર થાઓ
જિઅભયાણં ॥૮॥ જેઅઅઇઆ—ભય જીતનારા. જે ભુત
કાળને વિષે.

સિદ્ધા જેઅભવિસ્સંતિ—મોક્ષે પહોંચ્યા છે જે સિદ્ધ થશે
ણાગએકાલે—અનાગત કાળને વિષે
સંપઇઅવટ્ટમાણા-વર્ત્તમાન કાળને વિષે વર્ત્તમાન તીર્થંકરોને
સવ્વેતિવિહેણવંદામિ ॥૧૦॥—તે સર્વ પ્રતે મન વચન કાયાએ કરી વાંદું છું. ૧૦
સપદા (૧૦) ગુરૂ (૩૨) લઘુ (૨૬૫) સર્વ વર્ણ (૨૯૭)

## ૧૩ ॥ અથ જાવંતિ ચેઇઆઇંના અર્થ ॥

જાવંતિચેઇઆઇં—જેટલી જીન પ્રતિમા હોય
ઉડ્ઢેઅ અહેઅ તિરિઅલોએઅ—ઉર્ધ્વ લોકને વિષે વળી અધો લોકને વિષે વળી તિર્છા લોકને વિષે વળી
સવ્વાઇતાઇંવંદે—તે સર્વને હું વાંદુંછું
ઇહસંતો—અહિં રહ્યા છતો
તત્થસંતાઇં—ત્યાં તે પ્રતિમાઓ છે તે પ્રતે.
સંપદા (૪) ગાથા (૧) પદ (૪) ગુરૂ (૩) લઘુ (૩૨) સર્વવર્ણ (૩૫)

ઇચ્છામિ ખમાસમણો બોલવું જોઇએ.

## ૧૪ ॥ અથ જાવંત કેવિસાહૂના અર્થ ॥

જાવંત કેવિ સાહૂ—જેટલા કોઈ પણ સાધુ
ભરહેરવય મહાવિદેહે અ—પાંચ ભરત, પાંચ ઐરવ્રત, પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં
સવ્વેસિં તેસિં પણઓ—વળી તે સર્વ પ્રતે નમસ્કાર થાઓ. તે સાધુ કેવા છે.

તિવિહેણ—મન વચન કાયાએ કરી
તિદંડ—અશુભ મન વચન કાયાના ત્રણ દંડથી,
વિરયાણ—નિવર્ત્યા છે.

## ૧૫ ॥ અથ નમસ્કારના અર્થ ॥

નમોઽર્હત્—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ
સિદ્ધાચાર્યો—સિદ્ધ ભગવાનને; આચારજ ભગવાનને.
પાધ્યાય સર્વ સાધુભ્ય—ઉપાધ્યાયને, સર્વ સાધુને.

## ૧૬ ॥ અથ ઉવસર્ગ હરસ્તવનના અર્થ ॥

ઉવસગ્ગહર—ઉપસર્ગના હરનારા
પાસં—શ્રી પાર્શ્વ નામનો યક્ષ છે સેવક જેમનો એવા
પાસવંદામિ—શ્રી પાર્શ્વનાથ મહારાજને હું વાંદું છું.
કમ્મઘણમુક્ક-કર્મના સમુહથી મુક્ત છે
વિસહરવિસનિન્નાસ—મિથ્યાત્વરૂપ સાપના ઝેરનો નાશ કરવાવાળા છે તેમને
મંગલ કલ્લાણ આવાસ ॥ ૧ ॥—મંગળ અને કલ્યાણનું ઘર છે. ૧
વિસહર ફુલિંગમંત—વિખધર ફુલિંગ મંત્ર
કંઠે ધારેઈ—કંઠને વિષે યાદ કરે
જોસયામણુઓ—જે કોઇ માણસ હંમેશાં
તસ્સ ગહરોગમારી—તેના ગ્રહ, રોગ, મરકી
દુઠ્ઠજરા જંતિ ઉવસામં ॥૨॥—દુષ્ટ શત્રુ તથા તાવ ઉપશાંત થાય છે. ૨

ચિટ્ઠઉ દૂરે મતો—એ મંત્ર તો દુર રહો
તુજ્જપણામોવિ—તમને નમસ્કાર કરવો તે પણ
બહુફલોહોઇ—ઘણુ ફળ આપનાર છે
નરતિરિએસુવિ જીવા—મનુષ્ય અને તિર્યંચને વિષે પણ જીવો
પાવતિ ન દુખ્ખ દોગચ્ચ ॥૩॥—દુઃખદારિદ્ર નથી પામ-
તા. ૩
તુહસમત્તેલદ્ધે—તમારૂ સંમ્યક્ત્વ દર્શન પામે છતે
ચિંતામણિ—ચિંતામણિ રત્ન અને
કપ્પપાયવબ્ભહિએ—કલ્પ વૃક્ષથી પણ અધિક એવુ
પાવતિઅવિગ્ઘેણ—વિઘ્ન રહિતપણે પામે છે
જીવાઅયરામરંઠાણં ॥૪॥—ભવ્યજીવો અજરામર સ્થાનક ૪
ઇઅ સંથુઓ મહાયસ—એ પ્રમાણે સ્તવ્યો હે મહાયશ!
ભત્તિબ્ભર—ભક્તિને સમુહે કરીને
નિબ્ભરેણ હિઅએણ—પુરણ ભરેલા હૃદય વડે
તાદેવ દિજ્જ—તે માટે હવે હે દેવ આપો
બોહિં ભવેભવે—બોધી બીજ, જન્મો જન્મ
પાસજિણચંદ ॥૫॥—હે પાર્શ્વ જીણચંદ ૫
પદ (૨૦) સંપદા (૨૦) ગુરૂ (૨૦) લઘુ (૧૫૬) સર્વવર્ણ (૧૮૫)

## ૧૭ ॥ અથ જયવીયરાયના અર્થ ॥

જયવીયરાય જગગુરૂ—જય પામો, હે શ્રીવીતરાગ, હે જગ-
ત્રયગુરૂ

હોઉ મમ તુહ પભાવઓ ભયવં—હે ભગવત હોજો મારે તમારા પ્રભાવથી.

ભવ નિવ્વેઓ—ભવ ઉદ્દાસપણું.

મગ્ગાણુસારિઆ ઇટ્ઠ ફલસિદ્ધિ ૧—માર્ગાનુંસારીપણું, ઇચ્છેલા ફળની સિદ્ધિ ૧.

લોગ વિરૂદ્ધચ્ચાઓ—લોક નિરૂદ્ધનો ત્યાગ થાઓ.

ગુરૂજણપુઆ—માતા પિતાદિક સદ્‌ગુરૂની શેવા.

પરથ્થકરણંચ—પરોપકાર કરવો તે મારે થાઓ

સુહગુરૂ જોગો—શુદ્ધ ગુરૂનો મેળાપ થાઓ.

તવ્વયણ સેવણા—તેમના વચનની સેવા.

આભવમખંડા ॥૨॥ જ્યાં સુધી મારે સંસાર છે ત્યાં સુધી અખંડ હોજો. ૨

વારિજ્જઇ જઇવિ—નિષેધ્યું છે જો કે

નિઆણબંધણં—નિયાણાનું બાંધવું.

વીઅરાય તુહસમએ-હે શ્રી વીતરાગ તમારા સિદ્ધાંતને વિષે

તહવિ મમ હુજ્જ સેવા—તોપણ મારે સેવા હોજો.

ભવેભવે તુમ્હચલણાણં ॥૩॥—જન્મો જન્મને વિષે તમારા ચરણની. ૩

દુઃખ્ખખ્ખઓ—શરીર અને મન સંબધિ દુઃખનો ક્ષય

કમ્મખ્ખઓ સમાહિમરણ—આઠ કરમનો નાશ, સમાધી મરણ.

ચ બોહિલાભોઅ, સ પજ્જઉ—વળી બોધી બીજનો લાભ થાઓ,

મહ એઅ, તુહનાહ—મારે એ ચાર બાબતો, તુમ નાથ
પ્રતે.

પણામ કરણેણં ॥૪॥—નમસ્કાર કરવાથી ૪.
સર્વમંગલ માંગલ્યં—બધાં મંગલીક માંહે મંગળીક છે.
સર્વ કલ્યાણ કારણ—સર્વ કલ્યાણનું કારણ છે.
પ્રધાનસર્વ ધર્માણાં—સર્વ ધર્મમાં મુખ્ય છે જે.
જૈનંજયતિશાસનં ॥૫॥—એવું જૈનશાસન જયવંતુ વર્તે છે.
સંપદા (૨૦) ગાથા (૫) પદ (૨૦) ગુરૂ (૧૯)
લઘુ (૧૭૨) સર્વ વર્ણ (૧૯૧)

## ૧૮ ॥ અથ અરિહત ચેઇયાણના અર્થ. ॥

અરિહતચેઇઆણ—અરિહંતની પ્રતીમાને વાંદવાને અર્થે.
કરેમિકાઉસ્સગ્ગં—હું કાઉસ્સગ કરૂ છુ.
વંદણવત્તિઆએ—વાંદવાના ફળને અર્થે.
પઅણવત્તિઆએ—પૂજવાના ફળને અર્થે.
સક્કારવત્તિઆએ—સત્કારના ફળને અર્થે.
સમ્માણવત્તિઆએ--સન્માનના ફળને અર્થે.
બોહિલાભવત્તિઆએ—બોધી બીજના લાભના ફળને અર્થે.
નિરૂવસગ્ગવત્તિઆએ--જન્મ જરા મરણના ઉપસર્ગથી રહિત મોક્ષરૂપ સ્થાનક પામવાને અર્થે.
સદ્ધાએ મેહાએ-- આસ્થા વડે, નિર્મળ બુદ્ધિએ,
ધીઇએ ધારણાએ--ચિત્તની સ્થિરતાએ વિચાર પૂર્વક,
અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ--વાર વાર વિચાર પૂર્વક ચઢતે ભાવે

કામિકાઉસ્સગ્ગં—હું કાઉસ્સગ્ગ કરૂં છું.
સંપદા (૩) ગાથા (૩) પદ (૧૫) ગુરૂ (૧૬) લઘુ (૭૩)
સર્વવર્ણ (૮૯).

## ૧૯ ॥ અથ સામાયક લેવાનો વિધી ॥

પ્રથમ ઊંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને ॥ શ્રાવક શ્રાવિકા કટાસણું ॥ મુહપત્તી ચવલો લઇ ॥ સુદ્ધ વસ્ત્ર જગ્યા પુંજી ॥ કટાસણા ઉપર બેસી ॥ મુહપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર ગણી પચિંદિય કહી ઇચ્છામિ ખમાસમણ દેઇ ॥ ઇરિયાવહિઆ ॥ તસ્સઉત્તારી ॥ અન્નથ્થઉસસીએણં કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઇ ॥ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ॥ સામાયિક મુહપત્તી તથા અંગની પડિલેહણના પચાસ બોલ કહી મુહપત્તી પડિલેહુ. ઇચ્છં૦ એમ કહી મુહપત્તી તથા અંગની પડિલેહણના પચાસ બોલ કહી મુહપત્તી પડિલહીએ ॥ ખમાસમણ દેઇ૦ ઇચ્છા કારેણ સદિસહ ભગવન્ સામાયિક સદિસાહુ ઇચ્છં ॥ ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સામાઇક ઠાઊં ઇચ્છ એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ॥ ઇચ્છકારી ભગવન પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી ॥ વડિલ કરેમિભંતે કહે ॥ પછી ખમાસમણ દેઇ ઇચ્છા ૦॥ બેસણે સંદિસાહુ ॥ ખમા૦ ઇચ્છા૦ બેસણે ઠાઊં ॥ ખમા૦ ॥ ઇચ્છા૦॥

સજ્ઝાય સંદિસાહુ ॥ ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સજ્ઝાય કરૂં ॥ ઇચ્છં ॥ એમ કહી ત્રણ નવકાર ગણવા પછી બે ઘડી સજ્ઝાય ધ્યાન કરવું ॥ ઇતિ૦

## ૨૦ ॥ અથ સામાયક પારવાનો વિધિ ॥

॥ ખમાસમણ દેઇ ॥ ઇરિયાવહિ પડિક્કમામિ યાવત લોગસ્સ સુધી કહી ॥ ખમા૦ ॥ ઇચ્છા ૦॥ મુહપત્તી પડિલેહુ કહી મુહપત્તી પડિલેહી ખમા૦ ઇચ્છા સામાયકપારૂં યથાશક્તિ ॥ ખમા૦ ઇચ્છા૦ સામાયક પાર્યું ॥ તહત્તિ કહી પછી જમણો હાથ ચવળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એક નવકાર ગણી "સામાઇય વયજુતો" કહીએ ॥ પછી જમણો હાથ થાપના સામો સવળો રાખીને એક નવકાર ગણીએ ॥

## ૨૧ ॥ અથ ચૈત્યવંદન કરવાનો વિધિ. ॥

પ્રથમ ત્રણ ખમાસમણાં દેઇને પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં, ઇચ્છં. પછી ચૈત્યવંદન જંકિંચિ પછી બે હાથ જોડી નાસિકા સુધી ઉંચા રાખી નમુત્થુણં કહેવું; જાવંતિચેઇઆઇં, ખમાસમણું દેઇ જાવત કેવિસાહૂ પછી નમોઽર્હત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય પછી સ્તવન કહેવું. પછી બે હાથ જોડી માથા સુધી ઉંચા રાખી જયવીઅરાય કહેવા. આભવમખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી બધા જયવીઅરાય પુરા કરવા, પછી ઉભા થઈ અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસગ્ગં અનથ્થ ઉસસિએણં, કહી કાઉસગ્ગ એક નવકારનો કરી પછી

નમોઽર્હત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી એક થાય કહેવી. ॥ ઈતિ ચૈત્યવંદન વિધિ ॥ સમાપ્ત.

## ॥ અથ શ્રી સામાયિકના બત્રીશ દોષ ॥

### ॥ મનના દશદોષ

(૧) વૈરી દેખી રીસ કરે (૨) અવિવેક ચિતવે (૩) અર્થ ન ચિંતવે (૪) મનમાં ઉદ્વેગ ધરે (૫) યશની વાંછા કરે (૬) વિનય ન કરે (૭) ભય ચિંતવે (૮) વ્યાપાર ચિંતવે (૯) ફળનો સંદેહ રાખે (૧૦) નિયાણું કરે.

### ॥ વચનના દશ દોષ. ॥

(૧) કુવચન બોલે (૨) હુંકારા કરે (૩) પાપ આદેશ દીએ (૪) લવારો કરે (૫) કલહ કરે (૬) આવો, જાઓ કહે (૭) ગાળ બોલે (૮) બાલક રમાડે (૯) વિકથા કરે (૧૦) હાંસી કરે.

### ॥ કાયાના બાર દોષ. ॥

(૧) આસન ચપળ (૨) ચારે દિશાએ જુએ (૩) સાવદ્ય કામ કરે (૪) આળસ મરડે (૫) અવિનયે બોલે (૬) ઓઠું લેઈ બેસે (૭) મેલ ઉતારે (૮) ખરજ ખણે (૯) પગ ઉપર પગ ચઢાવે (૧૦) અંગ ઉઘાડુ મુકે (૧૧) અગ ઢાંકે (૧૨) ઊંઘે એ સર્વ મળી બત્રીસ દોષ સામાયકમાં અજતનાથી લાગે છે, તે નિવારવાનો ખપ કરવો.

## ॥ અથ શ્રી જગચિંતામણિ ચૈત્યવંદન. ॥

જગચિંતામણી જગનાહ—જગતના જીવોના મનોવાંચ્છિત પુરાવા માટે ચિંતામણી રત્ન જેવા અને જગતના નાથ.

જગગુરૂ જગરખ્ખણ—જગતના જીવોને હિતોપદેશ દેવાથી જગતના ગુરૂ અને જગતના જીવોના રક્ષક

જગબંધવ જગસથ્થવાહ—જગતના જંતુના મોહોટા વિવેકવંત ભાઇ અને મોક્ષાભિલાષી સાધુ પ્રમુખના સાર્થવાહ છે

જગભાવ વિઅખ્ખણ—જગભાવ એટલે ષટ્ દ્રવ્ય તથા જીવાદિક નવ પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિષે વિચક્ષણ એટલે ડાહ્યા છે.

અઠ્ઠાવયસંઠવિય—અષ્ટાપદ પર્વતની ઉપર ભરતેશ્વરે સંસ્થાપિત કર્યા છે

રૂવ કમ્મઠ્ઠ વિણાસણ—રૂપ એટલે બિંબો જેનાં વળી જ્ઞાનાવર્ણીયાદિક આઠ કર્મોનો કીધો છે વિનાશ જેણે

ચઉવિસંપી જિણવર—એવા ચોવિસ જીનવર નિશ્ચય

જયતુ અપ્પડિહુયસાસણ ॥ ૧ ॥—વળી કોઇથી રોકાય નહીં એવો ઉપદેશ છે જેનો એવા તીર્થંકર દેવો જયવંતા વર્તો ॥ ૧ ॥

કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં—અસિ, મષી અને કૃષી રૂપ કર્મ જીહાં વર્તે છે એટલે એ ત્રણથી આજીવિકા ચાલે

છે તેને કર્મભૂમિકા કહીએ તે કર્મભૂમિના ૫દર ક્ષેત્ર-
ને વિષે.

પઢમ સંઘયણિ—પ્રથમ સઘયણુ વજ્ર રૂષભનારાચ તેના
ધણી એવા

ઉકકોસય સત્તરી સય—ઉત્કૃષ્ટપણે એકસો સીત્તેર

જિણવરાણ વિહરંત લબ્ભઇ—તીર્થંકર દેવો વિચરતા લાભે

નવકોડિહિં કેવલિણ—નવ કોડિ કેવળ જ્ઞાની મહારાજા

કોડિસહસ્સનવસાહુગમ્મઇ—નવ હજાર કોડિ સાધુ જિના-
ગમથી જાણીયે

સંપઈ જિણવર વીસમુણિ—સંપ્રતિ એટલે હાલમાં શ્રીમં-
ધર સ્વામી પ્રમુખ વીશ જિનવર વિચરતા પામીએ
અને મુનિ

બિહુકોડિહુ વરનાણ—બે કોડિ; અને પ્રધાન કેવલજ્ઞાનના
ધરનાર

સમણહ કોડિસહસ દુઅ—બે સહસ્રકોડિ શ્રમણ સાધુ વિ-
ચરે છે તે સર્વને

થુણિજિઅ નિચ્ચવિહાણિ ॥ ૨ ॥—સ્તવિએ નિત્ય પ્રભા-
તે સ્તવન કરીએ ॥ ૨ ॥

જયઉસામિ જયઉસામિ—જયવતા વર્તો

રિસહ સિત્તુંજિ—સ્વામિ રિષભદેવ શ્રી શત્રુજય તીર્થ ઉપર

ઉજિજત પહુ નેમિ જિણ—શ્રી ગીરનારજી ઉપર શ્રી ને-
મીજિન પ્રભુ

જયઉ વીર સચ્ચઉરિમંડણ—સત્યપુરી એટલે સાચોર નગર તેના આભુષણરૂપ શ્રી મહાવીર સ્વામિ જયવતા વર્તો

ભરૂઅચ્છહિ મુણિ સુવ્વય—શ્રી ભરૂચ શાહેરમાં શ્રી મુનિસુવ્રત સ્વામિ

મુહરિ પાસ દુહ દુરિઅખંડણ—મુહુરિ ગામના નાયક શ્રી પાર્શ્વનાથ એ જિનપંચક દુઃખ અને દુરિતનો નાશ કરનાર છે

અવરવિદેહિં તિથ્થયરા—બીજા પાંચ મહાવિદેહને વિષે તીર્થંકર છે

ચિહુદિસિ વિદિસિ જિકેવિ—ચાર દિશા અને ચાર વિદિશાઓ એટલે ખુણાઓમાં જે કોઇ પણ,

તીઆણાગય સંપઇઅ—અતિત, અનાગત અને સપ્રતિ એટલે વર્તમાનકાળ એ ત્રણ કાળ સબધિ

વદુજિણસવ્વેવિ ॥૩॥—સર્વ તિર્થંકર દેવને હું વાંદુછું ॥૩॥

સત્તાણવઇ સહસ્સા, લખ્ખા છપ્પન અઠ્ઠ કોડીઓ, બત્તીસ બાસિઆઇં (પાઠાંતર) બત્તીસય બાસિઆઈં, તિઅલોએ ચેઇએ વદે ॥૪॥—સતાણુ સહસ્ત્ર, આઠ ક્રોડ છપન લાખ અને બત્રીસેં ને બ્યાસી ત્રણ લોકને વિષે સર્વજિન પ્રાસાદ પ્રતે હું વાંદુછું. ॥૪॥

પનરસકોડિ સયાઇં—પદરસે ક્રોડ અને

કોડીબાયાલ લખ્ખ અડવન્ના—બેતાલીસક્રોડ અઠાવન લાખ

છત્તીસ સહસ અસિઆઇં (પાઠાંતર)—છત્રીસ હજારને એશી
(૧૫૪૨૫૮૩૬૦૮૦) એટલા જીન પ્રાસાદમાં
સાસય બિંબાઈ પણમામિ ॥૫॥—શાશ્વતા જિન બિંબ
છે તે સર્વ પ્રતે હું પ્રણમુ છુ ॥ ૫ ॥

## ॥ અથ શ્રી સીમધરજીન ચૈત્યવદન ॥

શ્રી સીમધર વિતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી ॥
શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તમારી ॥ ૧ ॥
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી ॥
વૃષભ લંછને વિરાજમાન, વદે નર નારી ॥ ૨ ॥
ધનુષ પાંચસે દેહડીએ, સોહીયે સોવન વાન ॥
કીર્તિવિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ॥ ૩ ॥

## ॥ અથ શ્રી ચોવીશ જિનનુ ચૈત્યવંદન ॥

પદ્મ પ્રભુ ને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ ॥
ચદ્ર પ્રભુ ને સુવિધિનાથ, દોય ઉજ્વલ લહીએ ॥ ૧ ॥
મલ્લીનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા,
મુનિસુવ્રત ને નેમનાથ, દો અજન સરીખા ॥ ૨ ॥
સોલે જિન કંચન સમાએ, એવા જિન ચોવીસ ॥
ધીર વિમલ પડિત તણો, જ્ઞાન વિમલ કહે શિષ્ય ॥ ૩ ॥

## ॥ અથ શ્રા શેત્રુંજય ચૈત્યવદન ॥

શ્રી શેત્રુંજય સિદ્ધ ક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચડે, તેને ભવપાર ઉતારે ॥ ૧ ॥

અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય,
પુર્વ નવાંણુ રિખવદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય ॥ ૨ ॥
સુરજ કુંડ સોહામણો, કવિડ જક્ષ અભિરામ,
નાભીરાયા કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ ॥ ૩ ॥

## ॥ અથ શ્રી સીમંધર જિન ચૈત્યવંદન ॥

શ્રી સીમંધર જગ ધણી, આ ભરતે આવો,
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો ॥ ૧ ॥
સકળ ભકત તુમે ધણી એ, જો હોવે અમનાથ,
ભવો ભવ હું છુ તાહરો, નહીં મેલું હવે સાથ ॥ ૨ ॥
સયલ સંગ છંડી કરી એ, ચારિત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશુ ॥ ૩ ॥
એ અલજો મુજને ઘણોએ, પુરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ॥ ૪ ॥

## ॥ અથ શ્રી પરમાત્માનું ચૈત્યવંદન ॥

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ;
જય જગ ગુરૂ દેવાધિદેવ, નયણે મેં દીઠ્ઠ ॥ ૧ ॥
અચલ અકલ અવિકાર સાર, કરૂણા રસ સિંધુ;
જગતિ જન આધાર એક, નિ:કારણ બંધુ ॥ ૨ ॥
ગુણ અનંત પ્રભુ તાહરા એ: કિમહી કહ્યા ન જાય,
રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ॥ ૪ ॥

## ॥ અથ શ્રી પાર્શ્વનાથજીનુ ચૈત્યવદન ॥

આમ પુરે પ્રભુ પાસજી, તોડે ભવ પાસ ॥ વામા માતા

જનમીયા, અહીલંછન જાસ ॥ ૨ ॥ અશ્વસેન સુત સુખ કરૂ, નવ હાથની કાયા ॥ કાશી દેશ વણારસી, પુન્યે પ્રભુ પાયા ॥ ૨ ॥ એકસો વર્ષનું આઉખું, પાળી પાર્શ્વકુમાર ॥ પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર ॥ ૪ ॥

## ॥ અથ વીસ સ્થાનકનુ ચૈત્યવંદન ॥

પહેલે પદ અરિહંત નમુ, બીજે સર્વ સિદ્ધ ॥ ત્રીજે પ્રવચન મન ધરો, આચારજ સિધ ॥ ૧ ॥ નમો થેરાણં પાંચમે, પાઠક ગુણ છઠે ॥ નમો લોએ સવ્વસાહૂણં, જે છે ગુણગરિઠે ॥ ૨ ॥ નમો નાણસ્સ આઠમે, દર્શન મન ભાવો ॥ વિનય કરી ગુણવંતનો. ચારિત્ર પદ ધ્યાવો ॥ ૩ ॥ નમો બંભ વયધારિણં, તેરમે કિરિયાણં ॥ નમો તવસ્સ ચઉદમે, ગોયમ નમો જિણાણં ॥ ૪ ॥ ચારિત્ર જ્ઞાન સુઅસ્સને એ, નમો તિથ્થસ્સ જાણી ॥ જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણી ॥ ૫ ॥ ઈતી.

## ॥ અથ શ્રી તીર્થ વદના ચૈત્યવદન ॥

સદ્ભકત્યા દેવ લોકે રવિ શશિ ભવને વ્યતરાણાં નિકાયે, નક્ષત્રાણાં નિવાસે ગ્રહગણ પટલે તારકાણાં વિમાને, પાતાલે પનગેદ્રે સ્ફૂટ મણિકિરણ ધ્વસ્ત સાંદ્રાં ધકારે, શ્રીમત્તિર્થં કરાણાં પ્રતિ દિવસ મહ તત્ર ચૈત્યાનિ વદે ॥ ૧ ॥ વૈતાઢયે મેરૂ શ્રંગે રૂચક નગવરે કુડલે હસ્તિદતે, વક્ષારે કુટ નંદિશ્વર કનકગિરૌ નૈષધે નિલવંતો ॥ ચિત્રે શૈલી વિચિત્રે

ચમક ગિરિવરે ચક્રવાલે હિમાદ્રૌ શ્રી મત્તિર્થે ॥ ૨ ॥ શ્રી
શૈલે વિંધ્ય શ્રંગે વિમલ ગિરિવરે હ્યર્બુદે પાવકેવા ॥ સમેતે
તારકે ।। કુલગિરિશિખરે ષ્ટાપદે સ્વર્ણ શૈલે સહ્યાદ્રૌ ચોજ-
યન્તે વિપુલ ગિરિવરે ગુર્જરે રોહણાદ્રૌ શ્રી મત્તિર્થે ।। ૩ ।।
આ ધાટે મેદપાટે ક્ષિતિતટ મુકુટે ચિત્રકુટે ત્રિકુટે, લાટના-
ટેચ ધાટે વિટ પીધન તટે દેવકુટે વિરાટે; કર્ણાટે હેમકુટે
વિકટ તરૂકટે ચિત્રકુટે ચ ભોટે શ્રી મત્તિર્થે ।। ૪ ।। શ્રી
માલે માલવેવા મલય નિખિલે મેખલે પીછલેવા, નેપાલે
નાહલે વા કુવલયતિલકે સિહલે મેખલેવા, ડાહાલે
કૌશલેવા વિગલીત સલિલે જ ગલેવા તમાલે શ્રી મત્તિર્થં વપા
અંગે વગે કલીંગે સુગત જન પદે સત્ પ્રયાગે તિલંગે
ગૌડે ચૌડે મુરડે વરતર દ્રવિડે ઉડીયાણે ચ પુંદ્રે, આડે માદ્રે પુ-
લીંદ્ર દ્રવિડ કુવલયે કાન્ય કુબ્જે સૌરાષ્ટ્રે શ્રી મત્તિર્થ ।।૬।।
ચંપાયાં ચંદ્ર મુખ્યાં ગજપુર મથરાં પત્તને ચોજયીન્યાં; કો-
શાંબ્યાં કોશલાયાં કનક પુરવરે દેવગિર્યાંચ કાશ્યાં; નાશિકચે
રાજ ગેહે દશપુર નગરે ભદ્દીલે તામલિપ્ત્યાં શ્રી મત્તિર્થે
।। ૭ ।। સ્વર્ગે મર્ત્યે તરિક્ષે ગિરિ શિખર હ્રદેસ્વર નદિ નિર તીરે
શૈલાગ્રે નાગ લોકે જલનિધિ પુલીને ભુરૂહાણાં નિકુંજે; ગ્રામેર
ણ્યે વણેવા જલથલ વિસમે દુર્ગ મધ્યે ત્રિસધ્યે શ્રી મત્તિર્થં ।।૮।।
શ્રી મન્ મેરૌ કુલાદ્રૌ રજત ગિરિવરે શાલ્મલૌ જબુવૃક્ષે

વૃક્ષાગ્રે ચૈત્ય વૃક્ષે રતિકર રૂચકે કુડલે માનુ શ્રાંગે; ઇક્ષુ કારે જીનાદ્રૌ દધિમુખ શિખરે વ્યંતરે સ્વર્ગલોકે શ્રી મત્તિર્થ ॥ ૯॥ ઇથ્થં શ્રી જૈન ચૈત્ય સ્તવ મીમ મનીશં ભક્તિ ભાજ સ્ત્રિ સંધ્ય, પ્રોધ્યત્ કલ્યાણ હેતુ; કલી મલ હરણાં એ પઠંતી વિશિષ્ઠા તેષાંશ્રી તિર્થ યાત્રા ફલ મતુલ મલ જાયતે માનવાનાં કાર્યં; સિદ્ધિસ્ત થોચૈ પ્રભવતિ સતતં ચિત્તમાં નંદકારી શ્રી મત્તિર્થ ॥ ૧૦ ॥

## ॥ અથ શ્રી સિદ્ધાચળ સ્તવન. ॥

માહારૂં મન મોહ્યું શ્રી સિદ્ધાચલે રે, દેખીને હરખિત થાય ॥ વિધિશું કીજે રે જાત્રા એહની રે, ભવ ભવનાં દુ:ખ જાય ॥ મા૦ ॥ ૧ ॥ પાંચમે આરે રે પાવન કારણે રે, એ સમુ તીર્થ ન કોય ॥ મોહોટો મહિમારે મહીયલે એહનો રે, આ ભરતે ઇહાં જોય ॥ મા૦ ॥ ૨ ॥ ઇણે ગિરિ આવ્યારે જિનવર ગણધરા રે, સીધા સાધુ અનત ॥ કઠીન કરમ પણ ઇણ ગિરિ ફરસતાં રે, હોયે કર્મની શાંત ॥ મા૦ ॥ ॥ ૩ ॥ જૈન ધરમ તે સાચો જાણીયે રે, માનવ તીર્થ એ થભ ॥ સુરનર કિન્નર નૃપ વિદ્યાધરારે, કરતા નાટારભ ॥ મા૦ ॥ ॥ ૪ ॥ ધન ધન દહાડોરે ધન ધન એ ઘડીરે, ધરીએ હૃદય મજાર ॥ જ્ઞાન વિમલ સુરી ગુણ એહના ઘણા રે, કહેતાં નાવે પાર ॥ મા૦ ॥ ૫ ॥ ઇતિ.

## ॥ શ્રી સિદ્ધાચલ સ્તવન ॥

વિમલાચલ વિમલા પ્રાણી, શીતલ તરૂ છાયા ઠરાણી, રસ વેધક કંચન ખાણી, કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી ॥ સનેહી સંત એ ગિરિ સેવો ॥ ચૌદ ખેત્રમાં તીરથ ન એહેવો ॥ સનેહી સંત એ ગિરિ સેવો ॥ ૧ ॥ એ આંકણી ॥ છરી પાળી ને ઉલ્લસીયેં, છઠ અઠ્ઠમ કાયા કસીએ, મોહ મલ્લને સામા ધસીયેં, વિમલાચલ વેહેલા વસીયે ॥ સનેહી૦ ॥ ॥ ૨ ॥ અન્ય થાનક કર્મ જે કરીએ, તે હેમગિરિ હેઠા હરીયે; બે પાલેં પ્રદક્ષિણા ફરીયે, ભવજલધિ હેલા તરીયેં ॥ સનેહી૦ ॥ ૩ ॥ સિવમંદિર સાધવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે, ચઢતાં દૃઢ સમકીત છાજે, દુર્ભવ્ય અભવ્ય તે લાજે ॥ સનેહી૦ ॥ ૪ ॥ પાંડવ પમુહા કેઇ સંતા, આદીસર ધ્યાન ધરતાં, પરમાતમ ભાવે ભજતા, સિદ્ધાચલ સીધા અનંતા ॥ સનેહી૦ ॥ ૫ ॥ ખટ માસી ધ્યાન ધરાવે, સુક રાજા રાજ્ય ,તે પાવે, દેહાંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે ॥ સનેહી૦ ॥ ૬ ॥ પ્રાણી ધ્યાન ધરો ગિરિ-સાચો, તીર્થંકર નામ નિ કાચો, મોહરાયને લાગે તમાચો, સુભવીર વિમલગિરિ સાચો ॥ સનેહી૦ ॥ ૭ ॥

## ॥ અથ શ્રી પુડરીક ગીરી સ્તવન ॥

વીરજી આયા રે વિમલા ચલકે મેદાન, સુરપતી ભાયારે, સમવ સરણ મડાણ ॥ એ આંકણી ॥ દેશના દેવે વીરજી સ્વામ શત્રુંજય મહિમા વરણવે તામ ॥ ભાખે આઠ ઉપર

સો નામ, તેહમાં ભાખ્યુંરે, પુંડર ગિરિ અભીધાન ॥ સોહમ ઇંદારે, તવ પુછે બહુ માન ॥ કીમ થયું સ્વામિરે, ભાખો તાસ નીદાન ॥ વીર૦ ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાં ભળો ઇંદ્ર પ્રથમ જે હુઆ રીખવ જીણંદ ॥ તેહના પુત્ર તે ભરત નરીંદ, ભરતના હુઆ રે રીખભસેન પુડરીક ॥ રીખભજી પાસેરે, દેશના સુંણી તે ઉતંગ ॥ દીક્ષા લી ધીરે, ત્રિપદી જ્ઞાન અધીક ॥ વીર૦ ॥ ૨ ॥ ગણધર પદ વી પામ્યા જામ, દ્વાદસાંગી ગુથી અભિરામ ॥ વિચર્યા મહીયલમાં ગુણ ધામ, અનુક્રમે આવ્યારે શ્રી સીદ્ધાચલ સાર ॥ મુનીવર કોડી રે, પાંચ તણે પરીવાર ॥ અનશણ કીધુ રે, નિજ આતમને ઉપગાર ॥ વીર૦ ॥ ૩ ॥ તેણે એ પ્રગટ્યુ પુડરગીરી નામ, સાંભળો સોહમ દેવલોક સ્વા મ ॥ એહનો મહીમા અતીહી ઉદામ, ઇણે દીન કીજેં રે, તપ જપ પૂજા ને દાન ॥ વ્રત વળી પોસો રે, જેહ કરે નીદાન ॥ ફળ તસ પામે રે પંચ કોડી ગુણ માન ॥ વીર ॥ ૪ ચૈત્રી પુનમ દીવસે જેહ, પામ્યા કેવળ જ્ઞાન અછેહ ॥ શિવ સુખ વરીયા અમઅ અદેહ ॥ પૂર્ણા નંદીરે, અગુરૂલઘુ અવગાહ ॥ અજ અવિનાસીરે, નીજ ગુણ ભોગી અબાહ ॥ નિજગુણ કરતારે, પર પુદગલ નહીં ચાહ ॥ વીર૦ ॥૫ ॥ ભગતેં ભવ્ય જીવજે હોય, પંચ ભવે મુકતી લહે સોય ॥ એહમાં બાધક છે નહીં કોય, વ્યવ હાર કેરી રે, મધ્યમ ફળની એ વાત ॥ ઉત્કૃષ્ટે યોગેરેં,

અંતર મુહુત વિખ્યાત ॥ શિવસુખ સાધેરે, આતમને અ
વદાત ॥ વીર૦ ॥ ૬॥ ચૈત્રી પુનમ મહીમા દેખ. પુજા
પંચ પ્રકાર વીશેષ ॥ તેહમાં ઉણિમ નહીં કાંઈ રેખ, ઇણી
પેરે ભાંખે રે, જીનવર ઉત્તમ વાણ ॥ સાંભળી બુઝયા રે,
કેઇક ભવીક સુજાણ ॥ ઈણીપે ગાયારે, પદ્મવીજય સુ
પ્રમાણ ॥ પીર૦ ॥ ૭ ॥ ઇતી

## ॥ અથ શ્રી સિદ્ધાચલ સ્તવન ॥

આંખડીએ મે આજ શેત્રુંજો દીઠો રે. સવા લાખ ટકાનો
દાહાડોરે, લાગે મને મીઠો રે, ॥ એ આંકણી ॥ સફળ થ
યો રે માહારા મનનો ઉમાહો, વાહલા મારા ભવનો સાં
સો ભાંગ્યો રે ॥ નરક તિર્યંચ ગતિ દુર નિવારી, ચરણે
પ્રભુજીને લાગ્યો ॥ શેત્રુંજો દીઠો રે ॥ ૧ ॥ માનવ ભવ-
નો લાહો લીજે ॥ વા૦ ॥ દેહડી પાવન કીજે રે ॥ સોના
રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે ॥ શેત્રુંજો૦ ॥
॥ ૨ ॥ દુધડે પખાલી ને કેશર ઘોલી ॥ વા૦ ॥ શ્રી આદિ
સ્વર પુજયા રે ॥ શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, પાપ મેવા
સી ધ્રુજયા રે ॥ શે૦ ॥ ૩॥ શ્રી મુખ સૌધર્મ સુરપતિ
આગે ॥ વા૦ ॥ વીરજીણંદ ઇમ બોલે રે ॥ ત્રણ્ય ભુવનમાં
તીરથ મહોટુ, નહિ કોઇ શેત્રુંજા તોલે રે ॥ શે૦ ॥ ૪ ॥
ઇંદ્ર સરીખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચીત્તમાં ચા
હે રે ॥ કાયાની તો કાસલ કાઢી, સુરજ કુંડમાં નાહે રે ॥
શે૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિદ્ધ ક્ષેત્રે ॥ વા૦ ॥ સાધુ

અનંતા સીધારે ॥ તે માટે એ તીરથ મ્હોટુ, ઉદ્ધાર અનતા કીધારે ॥ શેત્રું૦ ॥ ૬ ॥ નાભિરાયા સુત નયણે જોતાં ॥ વા૦ ॥ મેહ અમીરસ વુઠયારે ॥ ઉદયરતન કહે આજ મ્હારે પોતે, શ્રી આદીશ્વર તુઠયારે ॥ શેત્રું૦ ॥ સવા૦ ॥ ૭

## ॥ અથ શ્રી રીખભ જીન સ્તવન ૧ ॥

રીખભ જીનેશ્વર પ્રીતમ માહરો રે, ઓરન ચાહું રે કંત ॥ રીજયો સાહેબ સંગ ન પરીહરેરે, ભાગે સાદી અનંત ॥ રીખભ૦ ॥ ૧ ॥ પ્રીત સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય ॥ પ્રીત સગાઈ રે નિરૂપાધીક કહી રે, સોપાધિક ધન ખોય ॥ રીખભ૦ ॥ ૨ ॥ કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મલશું કંતને ધાય ॥ એ મેળો નવી કહીએ સંભવે રે, મેલો ઠામ ન ઠાય ॥ રીખભ૦ ॥ ૩ ॥ કોઈ પતિ રંજન અતી ઘણું તપ કરે રે, પતિ રંજન તન તાપ એ પતિ રંજન મેં નવી ચીત ધર્યું રે, રંજન ધાતુ મેલાપ રીખભ૦ ॥ ૪ ॥ કોઇ કહે લીલા રે અલખ લલખ તણી રે; લખ પુરે મન આસ ॥ દોસ રહીત ને લીલા નવી ઘટે રે, લીલા દોસ વીલાસ ॥ રીખભ૦ ॥ ૫ ॥ ચીત પ્રસંને પુજાનું ફળ કહ્યુંરે, પુજ અખંડીત એહ ॥ કપટ રહીત થઈ આતમ અરપણારે, આનંદ ઘન પદ રેહ ॥ રીખભ૦ ॥૬॥

## ॥ અથ શ્રી આદિનાથ સ્તવન ॥

પ્રથમ જીણેસર પ્રણમીયેં, જાસ સુગંધી રે કાય ॥ કલ્પ વૃક્ષપરે તાસ ઇંદ્રાણી નયણ જે, ભ્રુંગપરે લપટાય ॥ ૧ ॥

રોગ ઉરગ તુજ નવી નડે, અમૃત જે આ સ્વાદ ॥ તેહથી પ્રતિહત તેહ માનુ કોઈ નવી કરેજી, જગમાં તુમ સું'રે વાદ ॥ ૨ ॥ વગર ધોઇ તુજ નિર્મલી, કાયા કંચન વાન ॥ નહીં પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂ ધ્યાન ॥ ૩ ॥ રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચીત્તન કોઈ ॥ રૂધિર આમીષથી રોગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય ॥ ૪ ॥ સ્વાસો સ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાન ॥ દેખે ન અહાર નીહાર ચર્મ ચક્ષુધણી, એહેવા તુજ અવદાત ॥ ૫ ॥ ચાર અતિશય મૂલથી, ઓગણીસ દેવના કીધ ॥ કર્મ ખપ્યાથી ઇગ્યાર ચોત્રીસ, એમ અતિશયાસમ વાયંગે પ્રસીદ્ધ ॥ ૬ ॥ જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નીજ અંગ ॥ પદ્મ વિજય કહે એહ સમય પ્રભુ પાલજો જીમ થાઉં અખય અભંગ ॥ ૭ ॥ ઇતી

## શ્રી આદિશ્વરનું સ્તવન.

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મુરતી મારૂં મન લોભાણુ જી;
મારૂં દીલ લોભાણુ જી મારૂ ચીત ચોરાણુ જી, દેખી૦ એ આંકણી.
કરૂણાના ઘર કરૂણા સાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે, કાંઇ ધનુષ પાંચસે માન. મા૦ ૧
ત્રીગડે બેશી ધર્મ કહતા, સુણે પરખદા બાર;
જોજન ગામીની વાણી મીઠી, વરસતી જળધાર. મા૦ ૨
ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મનરંગ;
પાયે નેઉર રણઝણે કાંઈ કરતી નાટારંગ. મા૦ ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તુ જગ તારણ હાર;

તુજ સરીખો નહીં દેવ જગતમાં, અરવડીઆ આધાર. આ૦ ૪
તુહીજ ભ્રાતા તુહીજ ત્રાતા, તુહી જગતનો દેવ;
સુરનર કીન્નર વાસુદેવા, કરતાં તુજ પદ સેવ. આ૦ ૫
શ્રી સીદ્ધાચળ તીરથ કેરો, રાજા રૂષભ જીણંદ;
કીરતી કરે માણેકમુની તાહરી, ટાળો ભવના ફંદ. આ૦ ૬

## ॥ અથ શ્રી શાંતિનાથ જિન સ્તવન ॥

ધન દીન વેલા ધન ઘડી તેહ, અચીરારો નંદન જીન જદી ભેટશુ જી ॥ લહીશુ રે સુખ દેખી મુખચંદ, વીરહ વ્યથાનાં દુઃખ સવી મેટશુંજી ॥ ૧ ॥ જાણ્યો રે જેણે તુઝ ગુણ લેશ, બીજારે રસ તેહને મન નવી ગમેજી ॥ ચાખ્યો રે જેણે અમી લવલેશ; બાકસ બુકસ તસ નરૂચે કીમેજી ॥ ૨ ॥ તુજ સમકિત રસ સ્વાદનો જાણ, પાપ કુભકતે બહુ દીન સેવીચું જી ॥ સેવેજો કર્મને જોગે તોહી, વાંછે તે સમકીત અમૃત ધુરે લીખ્યું જી ॥ ૩ ॥ તાહરૂં ધ્યાન તે સમકીત રૂપ, તેહજ જ્ઞાનને ચારીત્ર તેહજ છે જી ॥ તેહથી રે જાયે સઘળાં પાપ, ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછે જી ॥ ૪ ॥ દેખી રે અદભુત તાહરૂં રૂપ, અચરીજ ભવીક અરૂપી પદ વરે જી ॥ તાહરી ગત તું જાણે હો દેવ સમરણ ભજન તે વાચક જસ કહે જી ॥ ૫ ॥

## ॥ અથ શ્રી મુની સુવૃતજીન સ્તવન ॥

મુનીસુવૃતજીન વંદતાં, અતી ઉલસીત તન મન થાય રે ॥
વદન અનોપમ નીરખતાં, માહરાં ભવ ભવનાં દુઃખ જાયરે;
॥ ॥ માહારાં ભવ ભવનાં દુખ જાય જગત ગુરૂ જાગતો

સુખ કંદ રે ॥ સુખ કંદ અમદ આણંદ પરમ ગુરૂ જાગતો ॥ સુ૦ ॥ એ આંકણી નીશિ દીન સૂતાં જાગતાં, હઇડાથી ન રહે દૂર રે ॥ જવ ઉપગાર સભારીએ તવ ઉપજે આનંદ પૂર રે ॥ ત૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૨ ॥ પ્રભુ ઉપગાર ગુણે ભર્યા, મન અવગુણ એક ન સમાયરે ॥ ગુણ ગુણ અનુબંધી હુવા, તેતો અક્ષય ભાવ કહાયરે ॥ તે૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૩ ॥ અક્ષય પદ દીયે પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપરે ॥ અક્ષર સ્વર ગોચર નહીં, એતો અકલ અમાય અરૂપ રે ॥ એ૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ અક્ષર થોડા ગુણ ઘણા, સજજનના તે ન લીખાયરે ॥ વાચક જસ કહે પ્રેમથી, પણ મન માંહે પરખાયરે ॥ પ૦ ॥ જ૦ ॥ સુ૦ ॥ ૫ ॥

## ॥ અથ શ્રી વીરજીન સ્તવન. ॥

સીદ્ધારથના રે નંદન વીનવું, વીનતડી અવધાર ॥ ભવ મંડપ માંરે નાટક નાચીયો, હવે મુજ દાન દેવરાવ ॥ હવે મુજ પારઉતાર ॥ સીદ્ધા૦ ॥ ૧ ॥ ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ ન આવેરે સંતાપ દાન દેવંતાંરે પ્રભુજી કોસર કીસી, આપો પદવીરે આપ ॥ સીદ્ધા૦ ॥ ૨ ॥ ચરણ અંગુઠેરે મેરૂ કંપાવીયો, સુરનું મોડયું રે માન ॥ અષ્ટ કરમનો રે જગડો જીતીયા, દીધું વરસી રે દાન ॥ સીદ્ધા૦ ॥ ૩ ॥ સાસન નાયક સવી સુખ દાયક, ત્રીસલા કુખે રતન ॥ સીદ્ધારથનોરે વંશ દીપાવીયો પ્રભુજી, તમે ધન્ય ધન ॥ સાહેબ તુમેં ધન્ય ધન્ય ॥ સીદ્ધા૦ ૪ ॥ વાચક શિખરે

કીર્તીવિજય ગુરૂ પામીતા સપસાય ધર્મ તણે રસેં જીન ચોવીસના વીનય વીજયગુણ ગાય ॥ સીદ્ધા૦ ॥ ૫ ॥

## રૂડો માસ વસંત.

( મીથ્યાત વામીને કોસ્યા સમકીત પામીરે. એ દેશી. )

રૂડો માસ વસત ફળી વનરાજીરે, રાયણને સહકાર વાલા; કેતકી જાય ને માલતીરે, ભમર કરે ઝંકાર વાલા; કોયલ મદભર ટહુકતીરે, બેઠી આંબા ડાળ વાલા; હંસ જુગલ જળ ઝીલતાંરે, વીમળ સરોવર પાળ વાલા; મંદ પવનની લહેરમાંરે, માતા સુપન નીહાળ વાલા. આંકણી દીઠે પ્રથમ ગજ ઉજળોરે; બીજે રીખભ ગુણવત વાલા, તીજે સીંહજ કેસરીરે, ચોથે શ્રીદેવી મહ્‌ત વાલા, માળ જુગળ ફુલ પાંચમેરે, છઠે રોહણી કંત વાલા, ઉગતો સુરજ સાતમેરે, આઠમે ધ્વજ લેહકત વાલા; રૂ૦ ॥ ૧ ॥ નવમે કળશ રૂપાતણોરે, દસમે પદમસર જાણ વાલા, અગ્યારમે રત્નાગરૂરે, બારમે દેવ વીમાન વાલા. ગંજ રત્નનો તેરમેરે, ચઉદમે અગ્ની વખાણ વાલા. ઉતરતાં આકાશથીરે, પેસતાં વદન પ્રમાણ વાલા, રૂ૦ ॥ ૨ ॥ માતા સુપન લઇ જાગીયાંરે, અવધી જુએ સુરરાજ વાલા, શક્ર સ્તવન કરી વદીયારે; જનની ઉદર જીનરાજ વાલા, એણે સમે ઇંદ્ર તે આવીયારે, મા આગળ ધરી લાજ વાલા, પુણ્યવંતી તમે પામીચુંરે, ત્રણ ભુવનનું રાજ વાલા. રૂ૦ ॥ ૩ ॥ ચઉદ સુપનના અર્થ કહીરે, ઇંદ્ર ગયા નીજ ઠામ વાલા, ચોસઠ ઇંદ્ર મળી ગયારે, નંદીસર જીન ધામ વાલા; ચવન કલ્યાણક ઓછવેરે, શ્રીફળ પુજા ઠામ

વાલા, શ્રીસુભવીર તેણે સમેરે, જગત જીવન વીસરામ વાલા; રૂ૦ ॥ ૪. ॥

## આનંદ ધનજી કૃત પદ.

અબધુ સો જોગી ગુરૂ મેરા, ઉસ પદકા કરે નીવેડા. અ૦
તરૂવર એક મુલ બીન છાહ્યા, બિન ફુલે ફળ લાગ્યા;
સાખા પત્ર નહી કછુ ઉનકું, અમ્ર ગગને લાગ્યા, અ૦ ૧
તરૂવર એક પંખિ દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જીગ ચુણ ચુણ ખાયા, ગુરૂ નીરંતર ખેલા. અ૦ ૨
ગગન મંડલમે અધબીચ કુવા, ઉવાં હે અમીકા વાસા
સુગરા હોએ સો ભર ભર પિવે, નુગરા જાવે પીયાસા. અ૦ ૩
ગગન મંડલમે ગઉ બિહાની, ધરતી દુધ જમાયા;
માખન થા સો વિરલા પાયા, છાશ જગત ભરમાયા. અ૦ ૪
થડ બિના પત્ર પત્ર બિન તુંબા, બિના જીભ્યા ગુણ ગાવે
ગાવણુ વાલેકુ રૂપ ન રેખા; સદ્દગુરૂ સોહિ બતાવે. અ૦ ૫
આતમ અનુભવ બિના નહીં જાને; અંતર જોત જગાવે;
ઘટ અંતર પરખે સોહિ મુરત; આનંદઘન પદ પાવે અ૦ ૬

## કુમકુમને પગલે.

રાગ સામેરા—કુમ . કુમને પગલે પધારો રાજ કુંમ કુંમને પગલે. ટેક. સંસાર છોડી સંજમ આદરવા; દાન દીધાં ઢગલે પધારો. ॥ ૧ ॥ સિબિકા બેસી સહેસ પુરૂષશે, પ્રભુ બેસી ફેરો સઘળે પધારો. ॥ ૨ ॥ વન જઇ પ્રભુ દીક્ષા લીની; ઉપજે જ્ઞાન ચોથું ડગલે; પધારો. ॥ ૩ ॥ કરમ ખપાવી કેવળ લીધું;

મોક્ષે પોહોત્યા તે તો એક મજલે. પધારો ॥ ૪ ॥ નથુ કલ્યાણ કહે ચેતનને; તું તો એવા પ્રભુ ભજલે. પધારો ॥ ૫ ॥

## ॥ શ્રી સીમંધર જીન સ્તવન. ॥

॥ ઇડર આંબા આંબલી રે, ॥ એ દેશી ॥ પુખ્ખલવઇ વિજયે જયો રે, નયરી પુંડરી ગિણી સાર ॥ શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર ॥ જીણંદ રાય ધરજો ધર્મ સ્નેહ ॥ એ આંકણી ॥ ૧ ॥ મોહોટા નાહાના આંતરો રે, ગિરૂઆ નવિ દાખત ॥ શસિ દર્શન સાયર વધે રે, કૈરવ વન વિકસંત ॥ જી૦ ॥ ૨ ॥ ઠામ કુઠાંમ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર ॥ કર દોઈ કુશુમેં વાસીયેં રે, છાયા સવિ આધાર ॥ જી૦ ॥ ૩ ॥ રાય ને રંક સરિખા ગણે રે, ઉદ્યોતેં શશિ સુર ॥ ગંગાજલ તે બિહુ તણો રે, તાપકરે સવિ દુર ॥ જી૦ ॥ ૪ ॥ સરિખા સહુને તારવા રે, તિમ તુમ્હે છો માહરાજ ॥ મુજશુ અંતર કિમ કરો રે, બાંહે ગ્રાહ્યાની લાજ ॥ જી૦ ॥ ૫ ॥ મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ ॥ મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ ॥ જી૦ ॥ ૬ ॥ વૃષભલંછન માતા સત્યકી રે, નંદન રૂકિમણી કંત ॥ વાચક જસ ઇમ વીનવે રે, ભવભંજન ભગવંત ॥ જીણંદરાય ધરજો ધર્મ સ્નેહ ૭ ઇતિ.

૨

સુણો ચંદાજી, શ્રીમધર પરમાતમ પાસે જાજો;
મુજ વિનતડી. પ્રેમ ધરાને એણિપેરે તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે,

જ્ઞાન દરિસણ જેહને ક્ષાયક છે. સુણો૦ ૧
જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લછન પાયા છે.
પુંડરિકગિણિ નગરીનો રાયા છે. સુણો૦ ૨
બાર પર્ષદા માંહી બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણીયે ગાજે છે. સુણો૦ ૩
ભવિજનને તે પડીબોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪
તુમ શેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દુરે વસીઓ છું;
મહા મોહરાય કર ફસીઓ છુ. સુણો૦ ૫
પણ સાહાબચિત્તમાં ધરીઓછે, તુમ આણા ખડગ કર ગ્રહીઓછે;
તે કાંઇક મુજથી ડરીઓ છે. સુણો૦ ૬
જીન ઉત્તમ પુઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ શુરો;
તો વાધે મુજ મન અતિ નુરો. સુણો૦ ૭

## ॥ અથ શ્રી ગૌતમાષ્ટક છંદ ॥

॥ વીર જીણેસર કેરો શીષ્ય, ગૌતમ નામ જપો નીશિદીસ ॥ જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વીલસે નવે નીધાન ॥ ૧ ॥ ગૌતમ નામે ગિરીવર ચઢે, મન વંછીત હેલા સંપજે ॥ ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સજોગ ॥ ૨ ॥ જે વૈરી વીરૂવા વાંકડા, જસ નામે નાવે ઢુકડા ॥ ભુત પ્રેત નવિ મડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જીનશાસન શણગાર, ગૌતમ નામે જયકાર ॥ ૪ ॥ સાલ દાલ સુરહા ઘૃત ગોલ, મન વંછીત કાપડ તબોલ ॥

ઘરસું ઘરણી નિર્મલ ચીત, ગૌતમ નામે પુત્ર વીનીત ॥ ૫ ॥ ગૌતમ ઉદયો અવિચલ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥ મહોટાં મંદિરમેરૂ સમાન, ગૌતમ નામેં સફલ વિહાણ ॥ ૬ ॥ ઘર મય ગલ ઘોડાની જોડ, વારૂ પોહોચે વંછીત કોડ ॥ મહીયલ માને મોહાટા રાય, જો તુઠે ગૌતમ ના પાય ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યા પાતક ટલે, ઉત્તમ નરની સંગતી મલે ॥ ગૌતમ નામેં નિર્મલ જ્ઞાન, ગૌતમ નામેં વાધેવાન ॥ ૮ ॥ પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણછે બહુ ॥ કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તુઠે સપતી કોડ ॥ ૯ ॥ ઇતિ॰ ॥

## ॥ અથ ચાર મંગલ. ॥

સીદ્ધારથ ભુપતી સોહે ક્ષત્રી યકુંડે, તસઘર ત્રીસલા કાંમની; એ ગજવર ગામીની પોઢીય ભામીની ચૌદ સુપન લહે જામિનીએ ॥ ૧ ॥ જામીની મધ્યે શોભતાં રે, સુપન દેખે બાલ; મયંગલ વૃષભને કેસરી, કમલા કુસુમની માળ ॥ ૨ ॥ ઈંદુ દીનકર ધ્વજા સુંદર કળસ મંગળ રૂપ; પદ્મ સર જલનીધી ઉત્તમ, અમર વીમાન અનુપ ॥ ૩ ॥ રત્નનો અંબાર ઉજવળ, વહની નીરધુમ જયોત; કલ્યાણ મંગળ કારી માહા, કરત જગ ઉધ્યોત ॥ ૪ ॥ ચઉદ સુપન સુચીત, વીશ્વ પુજીત, સકળ સુખ દાતાર, મંગલ પેહેલું બોલીએ, શ્રી વીર જગદાધાર ॥ ૫ ॥ મગધ દેશમાં નયરી રાજગ્રહી, શ્રેણીકનામે નરેસરૂ એ; ધનવર ગોબર ગાંમ વસે તહીં વસુભુતી વીપ્ર મનોહરૂ એ ॥ ૬ ॥ મનોહરૂ તસી

માનનીરે, પ્રથ્વી નામે નાર; ઇંદ્રભુતી આ દેખાય છે, ત્રણ પુત્ર તેહને સાર ॥ ૭ ॥ યજ્ઞ કર્મ તેણે આદર્યું બહુ વીપ્રને સમુદાય; તેણે સમે ત્યાં સમો સર્યા, ચોવીસમા જીનરાય ॥ ૮ ॥ ઉપદેસ તેહનો સાંભળી, લીધો સંજમ ભાર; અગીયાર ગણધર થાપીયા; શ્રી વીરે તેણી વાર ॥ ૯ ॥ ઇંદ્રભતી ગુરૂ ભગતે થયો, મહા લબ્ધીનો ભંડાર; મંગળ બીજું બોલીએ શ્રી ગૌતમ પ્રથમ ગણધાર ॥ ૧૦ ॥ નંદ નરીંદનો પાડલી પુરવરે સકડાલ નામે મંત્રી સરૂએ; લાછ-લદે તસનારી અનુપમ, સીલવતી બહુ સુખ કરૂ એ ॥૧૧॥ સુખ કરૂ સંતાન નવ હોય, પુત્ર પુત્રી સાત; સીલવંતમાં સીરોમણી, થુલીભદ્ર જગ વિખ્યાત ॥ ૧૨ ॥ કર્મ વસે વેશ્યા મંદીરે, વશ્યા વર્સંજ બાર; ભોગ ભલીપેરે ભોગવ્યા તે જાણે સહુ સંસાર ॥ ૧૩ ॥ સુદ્ધ સંયમ પાંમી વીષય વામી, પાંમી ગુરૂ આદેસ; કોશ્યા આવાસે રહ્યા નીશ્ચલ, ડગ્યા નહી લવ લેશ ॥ ૧૪ ॥ સુદ્ધ સીયલ પાળે વીશય ટાળે જગમાં જે નરનાર; મંગલ ત્રીજું બોલીએ, શ્રી થુલીભદ્ર અણગાર ॥ ૧૫ ॥ હેમ મણી રૂપ મય ઘડીત અનુપમ જડીત કોશીસા તેને જગેએ; સુરપતી નીર્મીત ત્રણ ગઢ સોભીત, મધ્યે સીહાસન જગમગે એ ॥ ૧૬ ॥ જગમગે જીન સીહાસને, વાજીંત્ર કોડા કોડ; ચાર નીકાયના દેવતા તે સવે બેઉ કર જોડ ॥ ૧૭ ॥ પ્રાતીહારજ આંઠશુંરે, ચોત્રીસ અતીશય વંત; સમોવસરણે વીશ્વનાયક, શોભે શ્રી ભગવંત ॥ ૧૮ ॥ સુરનર કીન્નર માનવી, બેઠી તે પર્ખદા બાર ઉપદેસ દીએ અરીહંતજી, ધર્મના ચાર પ્રકાર ॥૧૯॥

દાન શીયલ તપ ભાવનારે, ટાળે સઘળાં કર્મ; મંગલ ચોથુ બોલીએ જગમાંહે શ્રી જીન ધર્મ ॥ ૨૦ ॥ એ ચાર મંગળ ગાવસેજે પ્રભાતે ધરી પ્રેમ તે કોડી મગળ પાંમસે; ઉદે રત્ન ભાખે એમ. ॥ ૨૧ ॥

## ॥ અથ શ્રી ગૌતમ પ્રભાતી સ્તવન ॥

માત પૃથ્વી સુત પ્રાત ઉઠી નમો, ગણધર ગૌતમ નામ ગેલે; પ્રહ સમે પ્રેમસું જેહ ધ્યાતાં સદા, ચઢતી કળા હોય વસ વેલે મા૦ ॥ ૧ ॥ વસુભુતી નંદન વીશ્વ જન વદન, દરીત નીકદન નામ જેહનું; અભેદ બુધ્ધે કરી ભવીજન જે ભજે, પુર્ણ પોહોચે સહી ભાગ્ય તેહનું મા૦ ॥ ૨ ॥ સુરમણી જેહ ચીંતામણી સુરતરૂ, કામીત પુરણ કામ ઘેનુ; એહજ ગૌતમ તણુ ધ્યાનહૃદયે ધરો, જેહ થકી અધીક નહીં માહાત્મ કેહેનું; મા૦ ॥ ૩ ॥ જ્ઞાન બલ તેજ ને સકળ સુખ સપદા, ગૌતમ નામથી સીદ્ધી પામે; અખંડ પ્રચંડ પ્રતાપ હોય અવનીમાં; સુરનર જેહને શીસ નામે મા૦ ॥ ૪ ॥ પ્રણવ આદે ધરી માયા બીજે કરી; સ્વમુખે ગૌતમ નાંમ ધ્યાવે; કોડી મન કાંમના સફળ વેગે ફળે, વીધન વૈરી સવે દુર જાએ ॥ મા૦ ॥ ૫ ॥ દુષ્ટ દુરે ટળે સ્વજન મેળો મળે, આધી ઉપાધી ને વ્યાધી નાસે; ભુતનાં પ્રેતનાં જોર ભાજે વલી, ગૌતમ નામ જપતાં ઉલ્લાસે મા૦ ॥ ૬ ॥ તીર્થ અષ્ટાપદે આપ લબ્ધે જઇ, પન્નરસેં ત્રણને દીખ દીધી; અઠ્ઠમ પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધે કરી અખુટ કીધી મા૦ ॥ ૭ ॥ વરસ પચાસ લગે ગૃહવાસે

વસ્યા, વરસ વળી ત્રીસ કરી વિર સેવા; બાર વરસ લગે કેવલ ભોગવ્યું; ભક્તી જેહની કરે નીત્ય દેવા મા૦ ॥ ૮ ॥ મહીયલ ગોતમ ગોત્ર મહીમા નીધી, ગુણ નિધી રીદ્ધી ને સીદ્ધી દાઈ; ઉદય જસ નામથી અધીક લીલા લહે, સુજસ સોભાગ્ય દોલત સવાઇ મા૦ ॥ ૯ ॥

## ॥ અથ શ્રી પાર્શ્વનાથનું સ્તવન ॥

॥ જિનકે હિરદે પ્રભુ પાર્શ્વ વસે ઉને ઓરકાં નામ લીયા નાં લીયા ॥ એ આંકણી ॥ જિનકે ઘટમેં પ્રભુ વાણી રૂચી ઉને તાલ મૃદંગ સુણ્યા ન સુણ્યા ॥ જિનકે ॥ ૧ ॥ જિનકે ઘટ પુરણ ચાંદ ચડયો, તવ તારોકા ખ્યાલ હુવા ન હુવા ॥ જિનકે ॥ ૨ ॥ જિને દુગ્ધસુધારસ પાન કીયા, તિને આટેકા નીર પીયા ન પીયા ॥ જિનકે ॥ ૩ ॥ જો નાંહી ગયા ગીરનાર સિદ્ધાચલ, માનુષ્યજન્મ લીયા ન લીયા જિનકે ॥ ૪ ॥ લીન હુવા નવકાર મંત્રસેં, ઓર મંત્રકું જપ્યા ॥ જિનકે ॥ ૫ ॥ નર દેહી વિન લાખ ચોરાસીમેં, વાર અનંત ફિર્યા ન ફિર્યા ॥ જિનકે ॥ ૬ ॥ નગર બનારસ જન્મ લીયા પ્રભુ, નાગ નાગણી શાંત કીયા ॥ જિનકે ॥ ૭ ॥ સંપુર્ણ ॥

જેને જીનવરનો નહીં જાપ, તેનું પાસુ ન મેલે પાપ.
જેને જીનવર શુ નહીં રંગ, તેનો કદી ન કીજે સંગ.
જેને નહીં વહાલા વીતરાગ, તે મુક્તીનો ન લહે ત્યાગ.
જેને ભગવંતનો નહી ભાવ, તેની કોન સાંભળશે રાવ.
જેને પ્રતીમા શું નહી પ્રીત, તે તો પામે નહી સમકીત.

જેને પ્રતીમા શું છે વેર, તેની કહો સી થાસે પેર.
જેને જીન પ્રતીમા નહીં પુજ, આગમ બોલે તે અબુજ.
નામ થાપના દ્રવ્ય અને ભાવ, પ્રભુને પુજે સહી પ્રશતાવ.
જે નર પુંજે જીનના બીંબ, તે લહે અવીચળ પદ અવીલંબ.
પુંજા છે મુક્તીનો પંથ, નીત નીત ભાખે એમ ભગવંત
શાહી એક નરકવીનો નીરધાર, પ્રતીમા છે ત્રીભોવનનાથ.
સતર અઠાણુ અશાડી બીજ, ઉજવળ કીધુ છે બોધ બીજ.
એમ કહે ઉદય રત્ન ઉવઝાઅ તેને પ્રેમે પુજયા પ્રભુના પાઅ.

## અથ શ્રી પુન્યપ્રકાશનું સ્તવન.

### દુહા.

સકળ સિદ્ધિ દાયક સદા, ચોવીસે જીનરાય;
સદગુરૂ સામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિસલા તણો, નંદન ગુણ ગંભીર,
શાસન નાયક જગજયો વર્ધમાન વડવીર. ૨
એક દિન વીર જીણંદને ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી પુછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ મારગ આરાધિએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ ભાખે શ્રી ભગવંત. ૪
અતીચાર આલોઇએ વ્રત ધરિએ ગુરૂ શાખ;
જીવ ખમાવો સયળજે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વળિ વોસિરાવિએ, પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદિએ, ભાવ ભલો મન આણ;

અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ. ૭
શુભગતિ આરાધન તણા, એછે દશ અધિકાર;
ચિત્ત આણિને આદરો, જેમ પામો ભવપાર. ૮

## ઢાળ પહેલી.

( એ છિંડી કીહાં રાખી—એ દેશી. )

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરજ, એ પાંચે આચાર;
એહ તણા એહ ભવ પરભવના, આલોઇએ અતિચારરે.
પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી વીર વદે એમ વાણીરે. પ્રા. ૧
ગુરૂ ઓળવીએ નહી ગુરૂ વિનયે, કાળે ધરી બહુ માન;
સૂત્ર અર્થ તદુભય કરી સુધાં, ભણીએ વહી ઉપધાનરે. પ્રા. જ્ઞા. ૨
જ્ઞાનોપગરણ પાટી પોથી ઠવણી નોકરવાલી;
તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સભાળીરે. પ્રા. જ્ઞા. ૩
ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામિદુક્કડં તેહરે. ૪
પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે. પ્રા સ.
જીન વચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ;
સાધુ તણી નિંદા પરિહરજો ફળ સંદેહ મ રાખરે. પ્રા. સ૦ ૫
મૂઢપણુ છડો પરશંસા, ગુણવંતને આદરિએ;
સાહમ્મીને ધર્મે કરી સ્થીરતા, ભક્તિ પ્રભાવના કરિએરે. પ્રા. સ. ૬
સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતાં ઉવેખ્યોરે. પ્રા. સ. ૭
ત્યાદિક વિપરીતપણાથી સમકિત ખડયું જેહ,
આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામિ દુક્કડ તેહરે

પ્રાણી ચારિત્ર લ્યો ચિત્ત આણી, વીર વદે એમ વાણીરે. પ્રા. ચા.
પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય;
સાધુતણે ધર્મે પ્રમાદે, અશુદ્ધ વચન મન કાયરે. પ્રા. ચા. ૯
શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાળી;
જે જયણા પુર્વક એ આઠે, પ્રવચનમાય ન પાલીરે. પ્રા. ચા. ૧૦
ઇત્યાદિક વિપરિત પણાથી, ચારિત્ર ડોહોલ્યું જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામિ દુક્કડં તેહરે. પ્રા ચા. ૧૧
બાર ભેદે તપ નવિ કીધું, છતે યોગે નિજ શકતે;
ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીઉ ભગતેરે. પ્રા. ચા. ૧૨
તપવિરજ આચારજ એણીપરે, વિવિધ વિરાધ્યા જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામિ દુક્કડ તેહરે. પ્રા. ચા. ૧૩
વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ;
વીર જીણેસર વયણ સુણીને, પાપ મયલ સવી ધોઇએરે. પ્રા. ચા- ૧૪

## ઢાળ બીજી.

( પામી સુગુરૂ પશાય—એ દેશી. )

પૃથ્વી પાણી તેઉ વાઉ વનસ્પતી, એ પાંચે થાવર કહ્યાએ;
કરી કરસણ આરંભ ખેત્ર જે ખેડીયાં, કુવા તલાવ ખણાવીયાએ. ૧
ઘર આરંભ અનેક ટાંકાં ભુઇરાં, મેડી માળ ચણાવીઆએ,
લીંપણ ધુંપણ કાજ એણીપરે પરપરે, પૃથ્વીકાય વિરાધિઆએ. ૨
ધોયણ નાહણ પાણી ઝીલણ અપકાય, છોતિધોતિ કરી દુહવ્યાએ;
ભાઠીગર કુંભાર લોહ સોવનગરા, ભાડભુંજા લીહાલાગરાએ. ૩
તાપણ સેકણ કાજ વસ્ત્ર નિખારણ, રંગણ રાંધણ રસવતિએ;
એણીપરે કર્માદાન પરે પરે કેલવી, તેઉ વાઉ વિરાધિયાએ. ૪

વાડીવન આરામ વાવી વનસ્પતિ, પાન ફુલ ફુળ ચુટીયાંએ;
પોહોંક પાપડી શાક શેક્યાં સુકવ્યાં, છેદ્યાં આથીયાંએ. ૫
અળશીને એરંડ ઘાણી ઘાલી, ઘણા તિલાદિક પીલીયાએ;
ઘાલી કોલુ પીલી સેલડી, કંદ મૂળ ફળ વેચીયાંએ. ૬
એમ એકેંદ્રિક જીવ હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદીયાએ;
આભવ પરભવ જેહ વલી ભવોભવે, તે મુજ મિચ્છામિદુક્કડ એ.૭
કુમી સરમીયા કીડા ગાડર ગંડોલા, એલ પોરા અલશીયાએ;
વાળા જળો ચુડેલ વિચલિત રસ તણા, વળી અથાણાં પ્રમુખનાએ૮
એમ બે ઇંદ્રિય જીવ જે મે દુહવ્યા, તે મુજ મિચ્છામિદુક્કડંએ;
ઉદ્દેહી જુ લીખ માંકણ મકોડા, ચાંચડ કીડી કુંથુઆએ. ૯
ગદ્દહિઆ ધીમેલ કાનખજુરડા, ગીંગોડા ધનેરીયાંએ;
એમ તે ઇંદ્રિય જીવ જે મેં દુહવ્યા. તે મુજ મિચ્છા મિદુક્કડ એ. ૧૦
માંખી મત્સર ડાંસ મસા પતંગીયા, કંસારી કોલિયા વડાએ;
ઢીંકણ વિંછુ તીડ ભમરા ભમરીયો કોતાંબગ ખડ માંકડીએ. ૧૧
એમ ચૌરિંદ્રિય જીવ જે મેં દુહવ્યા, તે મુજ મિચ્છામિદુક્કડંએ;
જળમાં નાખી જાળ જળચર દુહવ્યા, વનમાં મૃગ સ તાપીયાએ.૧૨
પીડયા પંખી જીવ પાડી પાસમાં, પોપટ ઘાલ્યા પાંજરેએ;
એમ પચેંદ્રિય જીવ જે મેં દુહવ્યા, તે મુજ મિચ્છામિદુક્કડ એ. ૧૩

## ઢાળ ત્રીજી.

( વાણી વાણી હિતકારીજી. ) એ દેશી.

ક્રોધ લોભ ભય હાંસથીજી, બોલ્યા વચન અસત્ય;
કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે.
જીનજી મિચ્છામિ દુક્કડં આજ, તુમ સાખે માહારાજરે;

જીનજી દેઈ સારૂ કાજરે. જીનજી મિચ્છામિ દુક્કડં આજ. ૧
દેવ મનુષ્ય તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ;
વિષયા રસ લંપટ પણેજી, ઘણું વિટંબ્યો દેહરે. જી. ૨
પરિગ્રહની મમતા કરીજી, ભવ ભવ મેલી આથ;
જે જીહાંની તે તીહાં રહીજી, કોઇ ન આવી સાથરે. જી. ૩
રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ;
રસના રસની લાલચેજી પાપ કર્યાં પ્રત્યક્ષરે. જી. ૪
વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખ્ખાણ;
કપટ હેતુ કીરીયા કરીજી કીધાં આપ વખાણરે. જી ૫
ત્રણ ઢાલ આઠે દુહેજી. આલોયા અતિચાર;
શિવગતિ આરાધન તણોજી, એ પેહેલો અધિકારરે. જી. ૬

## ઢાળ ચોથી.

### ( સાહેલડીની દેશી. )

પંચ મહાવ્રત આદરો, સાહેલડીરે, અથવા લ્યો વ્રતબાર તો;
યથાશક્તિ વ્રત આદરી, સા૦ પાળો નિરતિચારતો. ૧
વ્રત લીધાં સભારીએ, સા૦ હૈડે ધરીય વિચારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ બીજો અધિકારતો. ૨
જીવ સર્વે ખમાવીએ, સા૦ યોનિ ચોરાસી લાખતો;
મન શુધ્ધે કરી ખામણાં, સા૦ કોઇશુ રોષ ન રાખતો. ૩
સર્વ મિત્ર કરી ચિંતવો, સા૦ કોઇ ન જાણો શત્રુતો;
રાગ દ્વેષ એમ પરિહરો, સા૦ કીજે જન્મ પવિત્રતો. ૪
સ્વામી સંઘ ખમાવીએ, સા૦ જે ઉપની અપ્રીતિતો;

સજજન કુટુંબ કરી ખામણાં, સા૦ એ જીન સાસન રીતતો. ૫
ખમીએ અને ખમાવીએ સા૦ એહજ ધર્મનો સારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ ત્રીજો અધિકારતો. ૬
મૃષાવાદ હિંસા ચોરી, સા૦ ધન મૂર્છા મૈથુનતો;
ક્રોધ માન માયા તૃષ્ણા, સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭
નિંદા કલહ ન કીજીએ, સા૦ કુડાં ન દીજે આળતો;
રતિ અરતિ મિથ્યા તજો, સા૦ માયા મોહ જજાળતો ૮
ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ, સા૦ પાપસ્થાન અઢારતો;
શિવગતિ આરાધનતણો, સા૦ એ ચોથો અધિકારતો. ૯

## ઢાળ પાંચમા.

( હવે નિસુણો ઇહાં આવીયાએ દેશી )

જનમ જરા મરણે કરીએ, એ સંસાર અસારતો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંતતો;
શરણ ધર્મ શ્રી જૈનનો એ સાધુ સરણ ગુણવંત તો. ૨
અવર મોહ સવિ પરિહરિ એ, ચાર શરણ ચિત્ત ધારતો;
શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકારતો. ૩
આ ભવ પરભવ જે કર્યાંએ પાપ કર્મ કેઈ લાખ તો;
આત્મસાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખતો. ૪
મિથ્યામતિ વર્તાવિયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો;
કુમતિ કદાગ્રહને વશે એ વળી ઉથાપ્યાં સૂત્ર તો. ૫
ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ ઘરંટી હળ હથીયાર તો;

ભવ ભવ મેલ્હી મુકીયાં એ, કરતાં જીવ સંહારતો. ૬
પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવારતો;
જનમાંતર પોહોત્યા પછી એ, કોઈ ન કીધી સારતો. ૭
આ ભવ પરભવ જે કર્યા એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો. ૮
દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કર્યા પરિહારતો;
શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકારતો. ૯

## ઢાળ ૬ ઠી.

### આજ તો જોયને જીવડા, એ દેશી.

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શીયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધન૦ ૧, શેત્રુંજાદિક તિર્થની જે કીધી જાત્ર, જુગતે જિનવર પુજીયા, વળી પોષ્યાં પાત્ર. ધન૦ ૨. પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીણહર જિન ચૈત્ય; સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર ધન૦ ૩ પડિકમણાં સુપરે કર્યા, અનુકંપા દાન, સાધુ સુરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪ ધર્મ કાજ અનુમોદિએ, એમ વારો વાર, શિવગતિ આરાધન તણો એ સાતમો અધિકાર. ધન૦ ૫ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠાણ; સમતા ભાવે ભાવિએ, એ આતમરામ. ધન૦ ૬ સુખ દુઃખ કારણ જીવને કોઈ અવર ન હોય; કર્મ આપ જે આચર્યા, ભોગવીએ સોય. ધન૦ ૭ સમતા વિણ જે અનુસરે, પ્રાણિ પુન્ય કામ; છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન૦ ૮ ભાવ

ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવ ગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯

## ઢાળ ૭ મી

રેવતગીરી હુઆં પ્રભુનાં ત્રણ કલ્યાણક એ દેશી.

હવે અવસર જાણી કરી સંલેખણ સાર; અણસણ આદરિયે, પચ્ચખી ચારે આહાર; લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ ૧ ગતિ ચારે કીધા, આહાર અનંત નિશંક; પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીયો રંક; દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ; એહથી પામો જે. શિવપદ સુરપદ ઠામ. ૨ ધન ધનાશાલિભદ્ર ખંધો મેઘકુમાર; આણસણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવમંદિર જાશે. કરી એક અવતાર; આરાધન કેરો. એ નવમો અધિકાર. ૩ દસમે અધિકારે મહામંત્ર નવકાર, મનથી નવિ મુકો, શિવસુખ ફલ સહકાર; એ જપતાં જાયે, દુર્ગતિ દોશ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પુરવનું સાર. ૪ જનમંતર જાતાં, જો પામે નવકાર; તો પાતીક ગાળી પામે સુર અવતાર; એ નરપદ સરિખો, મંત્ર ન કો સંસાર; એ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫ જયુ ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનવતી બેહુ, પામ્યાં છે સુરભોગ એક ભવ પછી લેશે, શિવવધુ સંજોગ. ૬ શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાલ; ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલ-

માળ; શિવકુમારે જોગી, સોવન પૂરીસો કીધ, એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭ એ દશ અધિકારે, વીર જીણે-સર ભાખ્યો; આરાધન કેરો વિધિ, જેણે ચિત્ત માંહી ચાખ્યો. ૮

## ઢાળ ૮ મી.

### નમો ભવિ ભાવશુ, એ દેશી.

સિદ્ધારથ રાય કુળ તિલોએ, ત્રિસલા માત મલારતો; અવનીતળે તમે અવતર્યા એ, કરવા અમ ઉપકારતો, જયો જીન વીરજીએ. ૧ મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતાં ન લહુ પારતો; તુમ ચરણે આવ્યા ભણીએ, જો તારે તો તારતો. જયો. ૨ આશા કરીને આવીયોએ, તુમ ચરણે મહારાજ તો, આવ્યાને ઉવેખશોએ, તો કેમ રેહેશે લાજતો. જયો. ૩ કરમ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાળતો; હું છું એહથી ઉભગોએ, છોડવ દેવ દયાલ તો. જયો. ૪ આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુખ દંદોલતો, તુઠયો જીન ચોવીસમો એ, પ્રગટયા પુન્ય કલ્લોલ તો. જયો. ૫ ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાયતો, દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાયતો. જયો. ૬

### કળસ.

એ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો; શ્રી વીર જીનવર ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો ૧ શ્રી વિજય દેવ સુરંદ પટધર, તીરથ જંગમ એણી

જગે; તપ ગચ્છપતિ શ્રી વિજય પ્રભ સૂરી, સૂરી તેજે ઝગમગે. ૨ શ્રી હીરવિજય સૂરિ શિષ્ય વાચક, શ્રી કીર્તિ વિજય સુરગુરૂ સમો; તસ શિષ્ય વાચક વિનય વિજયે, ચુણ્યો જીન ચોવીસમો ૩ સદ્રસત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસુએ; વિજય દશમી વિજય કારણ. કીયો ગુણ અભ્યાસ એ. ૪ નરભવ આરાધન સિદ્ધ સાધન, સુકૃત લીલ વિલાસ એ; નિર્જરા હેતે સ્તવન રચિયુ, નામે પુન્ય પ્રકાશ એ. ૫

ઈતી પુન્યપ્રકાશનું સ્તવન સમાપ્ત.

---

## નવાણું પ્રકારની પુજા.

ગીરીવર દરસન વીરલાપાવે, પુરવ સંચીત કર્મ ખપાવે; ગીο રીખભ જીનેશ્વર પુજા રચાવે, નવ નવ નામે ગીરી ગુણ ગાવે. ગીο ॥ ૧ ॥ સહસ્ત્ર કમળનો ( ૧૦ ) મુક્તિ નીયલ ગીરી ( ૧૧ ) સિદ્ધાચળ ( ૧૨ ) સતકુટ ( ૧૩ ) કહાવે ગીο ઢક ( ૧૪ ) કદદબને ( ૧૫ ) કોડીનીવાશે ( ૧૬ ) લોહીત્ય (૧૭) તાળધ્વજ (૧૮) સુર ગાવે ગીο ૨ ઢંકાદીક પંચ કુટ સજીવન, સુરનર મુની મલી નામ થપાવે. ચીο રયણ ખાણ જડી બુટી ગુફાઓ, રસકુંપીકા ગુરૂ ઈહાં બતાવે. ગીο ૩ પણ પુન્યવંતા પ્રાણી પાવે. પુન્ય કારણ પ્રભુ પુજા રચાવે. ગીο દશ કોટી શ્રાવકને જમાડે, જૈન તીરથ જાત્રા કરી આવે. ગીο ૪ તેથી એક મુની દાનદિયંતાં, લાભ ઘણો સિદ્ધાચળ

થાવે. ગી૦ ચંદ્રશેખર નીજ ભગીનીસ્યુ ભોગી, તે પણ એ ગીરી મોક્ષે જાવે. ગી૦ ૫ ચ્યાર હત્યારા નર પરદારા દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે, ગી૦ ચૈત્રી કાર્તીકી પુનમ જાત્રા તપ જપ ધ્યાનથી પાપ જલાવે. ગી૦ ૬ રીખભશેન જીન આદે અસંખ્યા, તીર્થંકર મુક્તી સુખ પાવે. ગી૦ શિવવહુ વરવા મંડપ એ ગીરી; શ્રી શુભવીર વચન રસ ગાવે. ગી૦

## ॥ શ્રી વિનયવિજયજી કૃત આદીજીનની વિનતી ॥

॥ પામી સુગુરૂ પસાય રે, શેત્રુંજય ધણી ॥ શ્રી રિસહેસર વિનવું એ ॥ ૧ ॥ ત્રિભોવન નાયક દેવ રે, શેવક વિનતી ॥ આદીશ્વર અવધારીયે એ ॥ ૨ ॥ શરણે આવ્યો સ્વામી રે, હું સંસારમાં ॥ વિરૂએ વૈરિયે નડયો એ ॥ ૩ ॥ તાર તાર મુજ તાત રે, વાત કિશી કહું ॥ ભવ ભવ એ ભાવઠ તણી એ ॥ ૪ ॥ જન્મ મરણ જંજાલરે બાલ તરૂણ પણું ॥ વલી વલી જરા દેહ ઘણું એ ॥૫॥ કેમે ન આવ્યો પાર રે, સાર હવે સ્વામી ॥ શ્યેન કરો એક માહરી એ ॥ ૬ ॥ તાર્યા તુમે અનંત રે, સંત સુગુણ વલી ॥ અપરાધી પણ ઉદ્ધર્યા એ ॥ ૭ ॥ એક દીન દયાલ રે, બાલ દયામણો ॥ હું શા માટે વીસર્યો એ ॥ ૮ ॥ જે ગિરૂઆ ગુણવંત રે, તારો તેહને ॥ તે માંહે અચરિજ કિશ્યુ એ ॥ ૯ ॥ જે મુજ સરિખો દીન રે, તેહને તારતાં ॥ જગ વિસ્તરશે યસ ઘણો એ ॥ ૧૦ ॥ આપદ પડીયો આજરે; રાજ તુમારડે ॥ ચરણે હું આવ્યો વહી એ ॥ ૧૧ ॥ મુજ સરીખો કોઇ દીન રે, તુજ સરિખો પ્રભુ ॥ જોતાં જગ

લાભે નહીં એ ॥ ૧૨ ॥ તોપે કરૂણાસિંધુ રે, બંધુ ભુવન તણા ન ઘટે તુમ ઉવેખવુંએ ॥ ૧૩ ॥ તારણ હારો કોઇરે, જો બીજો હુવે ॥ તો તુમને શાને કહું એ ॥ ૧૪ ॥ તુંહીજ તારીશ નેટ , પહિલાં ને પછે ॥ તો એવડી ગાઢી મ કીશીએ ॥ ૧૫ ॥ આવી લાગ્યો પાય રે, તે કેમ છોડશો ॥ મન મનાવ્યા વિણ હવે એ ॥ ૧૬ ॥ સેવક કરે પોકાર રે બાહિર રહ્યા જસ ॥ તો સાહિબ શોભા કીશી એ ॥ ૧૭ ॥ અતુલી બસ અરિહત રે, જગને તારવા ॥ સમરથ છો સ્વામી તુમેં એ ॥ ૧૮ ॥ શું આવે છે જોર રે, મુજને તારતાં ॥ કે ધન બેસેછે કિસ્યું એ ॥ ૧૯ ॥ કેહેશો તુમેં જિણંદરે, ભક્તિ નથી તેહવી ॥ તોતે ભક્તિ મુજને દીયો એ ॥૨૦॥ વલી કહેશો ભગવંત રે, નહિં તુજ યોગ્યતા ॥ હમણાં મુક્તિ જાવા તણીએ ॥ ૨૧ ॥ યોગ્યતા તે પણ નાથ રે, તુમ હીજ આપશો ॥ તો તે મુજ ને દીજીએ એ ॥ ૨૨ ॥ વલી કહેશો જગદીશ રે; કર્મઘણાં તાહરે ॥ તો તેહજ ટાલે પરાંએ ॥ ૨૩ ॥ કર્મ અમારાં આજ રે, જગપતિ વારવા ॥ વલી કોણ બીજો આવશે એ ॥ ૨૪ ॥ વળી જાણો અરિહતરે, એહને વીનતી ॥ કરતાં આવડતી નથી એ ॥ ૨૫ ॥ તો તેહીજ માહારાજ રે, મુજને શીખવો ॥ જેમ તે વિધિસું વીનવું એ ॥ ૨૬ ॥ માય તાય વિણ કોણ રે, પ્રેમે શીખવે ॥ બાલકને કહો બોલવું એ ॥ ૨૭ ॥ જો મુજ જાણો દેવ, એહ અપાવન ॥ ખરડયો છે કલિ કાદવે એ ૨૮ ॥ કેમ લેકે ઉત્સગ રે, અંગભર્યું એહનું ॥ વિષય કષાય અશુચિશુ એ ॥ ૨૯ ॥ તો મુજ કરો પવીત્ર રે, કહ્યા

કોણ પુત્રને ॥ વિણ માવિત્ર પખાળશે એ ॥ ૩૦ ॥ કૃપા કરી મુજ દેવરે, ઇહાં લગે આંણીઓ ॥ નરક નિગોદાદિક થકી એ ॥ ૩૧ ॥ આવ્યો હવે હજુર રે, ઊભો થઈ રહ્યો ॥ સાંમુ રયે જુઓ નહીં એ ॥ ૩૨ ॥ આડો માંડી-આજ રે, બેડો બારણે ॥ માવિત્ર તુમે મનાવશો એ ॥ ૩૩ ॥ તુમે છો દયા સમુદ્ર રે, તો મુજને દેખી ॥ દયા નથી શયે આણતા એ ॥ ૩૪ ॥ ઉવેખસ્યો અરિહંતરે, જો આણી વેલા ॥ તો માહારી શી પેર થશે એ ॥ ૩૫ ॥ ઉભા છે અનેકરે, મોહાદિક વૈરી ॥ છલ જુએ છે માહરાં એ ॥ ૩૬ ॥ તેહને વારો વેગેરે, દેવ દયા કરી ॥ વલી વલી શું વીનવું એ ॥ ૩૭ ॥ મારૂ દેવી નીજ આયરે, વેગેં મોકલી ॥ ગજ બેસારી મુક્તિમાં એ ॥ ૩૮ ॥ ભરતે સર નિજ નંદરે, કીધો કેવળી ॥ આરીસા અવલો-કતાં એ ॥ ૩૯ ॥ અઠ્ઠાણું નિજ પુત્ર રે, પ્રતિ બોધ્યા પ્રેમે ॥ જુધ કરતાં વારીયા એ ॥ ૪૦ ॥ બાહુબલને નેટ રે, નાણકેવળ તમે ॥ સ્વામી સહામું મોકલ્યુ એ ॥ ૪૧ ॥ ઇત્યાદિક અવદાતારે, સઘવા તુમ તણા ॥ હું જાણું છું મુલગા એ ॥ ૪૨ ॥ મહારી વેલા આજરે, મૌન કરી બેઠા ॥ ઉત્તર શે આપો નહીંએ ॥ ૪૩ ॥ વીતરાગ અરિહંત રે, સમતા સાગરૂ ॥ મહારાં તહારાં શુ કરો એ ॥ ૪૪ ॥ એક વાર મહારાજ રે, મુજને સ્વમુખે ॥ બોલાવો શેવક કહીએ ॥ ૪૫ ॥ એટલે સિદ્ધાં કાજ રે, સઘળાં માહરાં ॥ મનના મનોરથ સવિ ફલ્યા એ ॥ ૪૬ ॥ ખમજો મુજ અપરાધ રે, આસંગો કરી ॥ અસમજસ જે વીનવ્યુ એ ॥ ૪૭ ॥

અવસર પામી આજ રે, જો નવિ વિનવું ॥ તો પસ્તાવો મન રહે એ ॥ ૪૮ ॥ ત્રિભુવન તારણ હાર રે, પુણ્યે માહરે, ॥ આવી એકાંતે મલ્યા એ ॥ ૪૯ ॥ બાલક બોલે બોલ રે, જે અ વિગત પણે ॥ માત તાત ને તે રૂચે એ ॥ ૫૦ ॥ નયણે નિરખ્યો નાથ રે, નાભિ નરિંદનો ॥ નદન નંદનવન જિસ્યો એ ॥ ૫૧ ॥ મારૂ દેવી ઉરહંસરે, વંશ ઇખ્ખાગનો ॥ સોહા કર સોહામણો એ ॥ ૫૨ ॥ માત તાત પ્રભુ મિત્ર રે, બંધવ માહરો ॥ જીવ જીવન તું વાલહો એ ॥ ૫૩ ॥ અવર ન કો આધાર રે, ઇણ જગ તુજ વિના ॥ ત્રાણ શરણ તુ મુજ ધણી એ ॥ ૫૪ ॥ વલિ વલિ કરૂ પ્રણામ રે, ચરણે તુમ તણે ॥ પરમેશ્વર સન્મુખ જુઓ એ ॥ ૫૫ ॥ ભવ ભવ તુમ પાય સેવ રે, શેવક ને દેજો ॥ હું માગું છું એટલું એ ॥ ૫૬ ॥ શ્રી કિર્ત્તિ વિજય ઉવજાય રે, સેવક એણીપેરે, ॥ વિનય વિનય કરી વીનવે એ ॥ ૫૭ ॥ ઇતિશ્રી આદિ જીન વીનતીઃ સમાપ્ત

## ॥ અથ નવકારનો છંદ.

વંછીત પુરે વિવિધ પરે, શ્રી જીન સાસન સાર, નિશ્ચે શ્રી નવકાર નીત્ય, જપતાં જય જયકાર ॥ ૧ ॥ અડસઠ અક્ષર અધિક ફલ, નવ પદ નવે નિધાન વિતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ટી પ્રધાન ॥ ૨ ॥ એકજ અક્ષર એ ક્ચીત, સમર્યાં સંપતી થાય, સચીત સાગર સાતનાં, પાતીક દુર પળાય ॥ ૩ ॥ સકળ મંત્ર શિર મુકુટમણી, સદ્દગુરૂ ભાષિત સાર, સો ભવીયા મન શુદ્ધશું, નીત જપીએ

નવકાર ॥ ૪ ॥ છંદ હાટકી ॥ નવકાર થકી શ્રી પાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ ॥ સ્મશાન વિસે શીવ નામ કુમરને, સોવન પુરૂસો સીદ્ધ ॥ નવ લાખ જપંતાં નરક નિવારે, પામે ભવનો પાર ॥ સો ભલીયાં ભકતે ચોખે ચિત્તે, નિત્ય જપીએ નવકાર ॥ ૫ ॥ બાંધી વડ સાખા શીંકે બેસી, હેઠળ કુંડ હુતાસ ॥ તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડયો તે આકાશ ॥ વિધી રીત જપ્યો વીષધર વીષટાલે, ઢાલે અમૃત ધાર ॥ સો૦ ॥ ૬ ॥ બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વીરોધ ॥ જેણે નવકારે હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ ॥ નવલાખ જપંતાં થાયે જીનવર, ઇસ્યો છે અધિકાર ॥ સો૦ ॥ ૭ ॥ પલ્લિપતિ શીખ્યો મુનીવર પાસે, મહા મંત્ર મન શુદ્ધ ॥ પરભવ તે રાજ સીંહ પૃથ્વી પતી, પામ્યો પરીગલ રિદ્ધ ॥ એ મંત્ર થકી અમરાપુર પોહોતો, ચારૂદતશુ વિચાર ॥ સો૦ ॥ ૮ ॥ સંન્યાશી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પ્રજાળે ॥ દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધબળતો તે ટાળે ॥ સંભળાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇંદ્રભુવન અવતાર ॥ સો૦ ॥ ૯ ॥ મન શુદ્ધે જપતાં મયણાંસુંદરી, પામી પ્રીય સંજોગ ॥ ઇણ ધ્યાને કષ્ટ ટલ્યું ઉંબરનું, રક્ત પિતનો રોગ, નીશ્ચે શું જપતાં નવ નિધી થાએ, ધર્મ તણો આધાર ॥ સો૦ ॥ ૧૦ ॥ ઘટ માંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ધરણી કરવા ઘાત ॥ પરમેષ્ઠી પ્રભાવે હાર ફુલનો, વસુધા માંહી વિખ્યાત ॥ કમલાવતીયેં પાંગલ કીધો, પાપ તણો પરીહાર ॥ સો૦ ॥ ૧૧ ॥ ગયણાં ગણુ જાતી રાખી ગ્રહી ને, પાડી બાણુ પ્રહાર ॥ પદ પંચ

સુણતાં પાંડુપતિ ઘર તે થઇ કુંતા નાર ॥ એ મંત્ર અમુલક મહીમા મંદીર, ભવ દુઃખ ભંજન હાર ॥ સો૦ ૧૨ ॥ કુંબલને સંબલ કાદવ કાઢયાં, શકટ પાંચશેમાન ॥ દીધે નવકારે ગયા દેવલોકે ॥ વિલસે અમર વીમાન ॥ એ મંત્ર થકી સંપતી વસુધા તલે, વીલસે જૈન વીહાર ॥ સો૦ ॥ ૧૩ ॥ આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત ॥ નવકાર તણી કોઇ આદી ન જાણે, ઈમ ભાંખે અરીહંત ॥ પુરવ દીશી ચારે આદિ પ્રપંચે, સમયાસંપતી સાર ॥ ॥ સો૦ ૧૪ ॥ પરમેષ્ઠી સુરપદ તે પણ પામે, જે કૃત્ય કર્મ ॥ કઠોર પુંડરગિરી ઉપર પ્રતક્ષ પેખ્યો, મણીધર ને એક મોર ॥ સહ ગુરૂને સન્મુખ નિત્ય સમરતાં, સફલ જનમ સંસાર ॥ સો૦ ॥ ૧૫ ॥ શુળીકા રોપણ તસ્કર કીધો, લોહખરો પ્રસિદ્ધ ॥ તીહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ ॥ શેઠને ઘેર આવી વિઘ્ન નીવાર્યા, સુરે કરી મનોહાર ॥ સો૦ ॥ ૧૬ ॥ પંચ પરમેષ્ટી જ્ઞાનજ પંચહ, પંચદાન ચારીત્ર ॥ પંચ સધ્યાય મહાવ્રત પંચહ, પંચહ, પંચ સુમતિ સમકિત ॥ પંચ પ્રમાદહ વિસય તજો પંચ, પાળો પંચાચાર ॥ સો૦ ॥ ૧૭ ॥ કલશ છપ્પય ॥ નીત જપીયે નવકાર, સાર સંપતી સુખ દાયક ॥ શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઈમ જપે શ્રી જગનાયક ॥ શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણિ જે ॥ શ્રી ઉવઝાય સુ સાધુ, પંચ પરમેષ્ઠિ થુણિજે ॥ નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે ॥ એક ચીતે આરાધતાં, વિવિધ રિદ્ધ વંછિત લહે ॥ સો૦ ॥ ૧૮ ॥ ઇતિ નવકાર છંદ ॥

## ॥ અથ શ્રી શાંતિજીન વીનતિ રૂપ છંદ ॥

॥ શારદ માય નમું શિર નાંમી, હું ગાઉં ત્રીભુવનકે સ્વામી ॥ શાંતિ શાંતિ જપે સબ કોઇ, તા ઘર શાંતિ સદા સુખ હોઇ ॥ ૧ ॥ શાંતિ જપી જે કીજે કામ સો કામ હોવે અભિરામ ॥ શાંતિ જપી પ્રદેશ સીધાવે તે કુશળે કમલા લઇ આવે ॥ ૨ ॥ ગર્ભ થકી પ્રભુ મારી નિવારી, શાંતિજી નાંમ દીયો હીતકારી ॥ જેનર શાંતી તણા ગુણગાવે, રીધી અચિંતી તે નર પાવે ॥ ૩ ॥ જો નરકું પ્રભુ શાંતિ સહાઇ, તો નરકું કયા આરતી ભાઇ ॥ જો કછુ વછે સોઇ પુરે દારીદ્ર દુઃખ મિથ્યા મતિ ચુરે ॥ ૪ ॥ અલખ નિરંજન જયોત પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી ॥ સ્વામી સ્વરૂપ કહ્યું નવી જાયે, કહેતાં મોમન અચરિજ થાયે ॥૫॥ ડાર દીએ સબહીં હથિયારા, જીત્યા મોહ તણા દળ સારા ॥ નારિ તજી શિવશુ રંગ રાચે, રાજ તજ્યુ પણ સાહેબ સાચે ॥ ૬ ॥ માહા બલવંત કહિજે દેવા, કાયર કુંથુ ન એક હણેવા ॥ રીદ્ધિ સયલ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આહારી નામ કહીજે, ॥ ૭ ॥ નિંદક પુજકકુ સમ ભાયક, પણ સેવકહીકું સુખ દાયક ॥ તજી પરિગ્રહ ભયે જગનાયક, નામ અતિપણ સવી સિદ્ધી લાયક ॥ ૮ ॥ શત્રુ મિત્ર સમ ચીત્ત ગનીજે, નામ દેવ અરિહંત ભણીજે ॥ સયળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી માહાપદ દીજે ॥ ૯ ॥ સાયર જૈસા હોત ગંભીરા, દુષણ એકન માંહે શરીરા ॥ મેરૂ અચલ જીમ અંતરજામી, પણ નરહે પ્રભુ એકણ ઠામી

॥ ૧૦ ॥ લોક કહે જીનજી સબ દેખે, પણસુપનાંતર કબહુ ન પેખે ॥ રિસ વિના બાવીસ પરીસા, સેના જીતી તે જગદીસા ॥ ૧૧ ॥ માન વિના જગ આણ મનાઇ, માયા વિના શિવશુ લય લાઇ ॥ લોભ વિના ગુણ રાશિ ગ્રહીજે ભીક્ષુભયે ત્રિગડો સેવીજે ॥ ૧૨ ॥ નિગ્રથ પણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢલાવે ॥ અભયદાન દાતા સુખ કારણ, આગળ ચક્ર ચલે અરિદારણ ॥ ૧૩ ॥ શ્રી જીનરાજ દયાળ ભણીજેં, કરમ સવેકો મુળ ખણીજેં ॥ ચઉ વિહુ સઘહુ તીરથ થાપે, લછી વર્ણાદેખે નવી આપે ॥ ૧૪ ॥ વિનયવત ભગવત કહાવે, ન કાહુકું શીશ નમાવે અકીંચનકો બીરૂદ ધરાવે, પણ સોવન પદ પંકજ ઠાવે ॥ ૧૫ ॥ રાગ નહીં પણ સેવક તારે, દ્વેષ નહીં નીગુણા સંગ વારે ॥ તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે ॥ ૧૬ ॥ તેરો મહીમા અદભુત કહીયે, તોરા ગુણકો પાર ન લહીયે ॥ તું પ્રભુ સમરથ સાહેબ મેરા ॥ હું મન મોહન સેવક તેરા ॥ ૧૭ ॥ તુંરે ત્રિલોક તણો પ્રતિપાલ, હું રે અનાથી તું રે દયાળ, ॥ તું શરણાગત રાખણધીરા, તું પ્રભુ તારક છોવડ વીરા ॥ ૧૮ ॥ તુંહિ સમોવડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડયો રે સવાયો ॥ કર જોડી પ્રભુ વિનવું તો સું, કરો કૃપા જીનવરજી મોસું ॥ ૧૯ ॥ જનમ મરણના દોષ નીવારો, ભવ સાગરથી પાર ઉતારો ॥ શ્રી હથિણા ઉરમંડણ સોહે. તિહા શ્રી શાંતિ સદા મન મોહે ॥ ૨૦ ॥ પદ્મસાગર ગુરૂરાજ પસાયા. શ્રી ગુણસાગર કમન ભાયા ॥ નરનારી જે ચિત્તં ગાવે, તે મનો વંછીત નિશ્ચે પાવે ॥ ૨૧ ॥ ઈતિ ॥

## ॥ અથ શ્રી સોલ સતીનો છંદ. ॥

આદિનાથ આદે જીનવર વંદી, સફલ મનોરથ કીજીયેં એ ॥ પ્રભાતે ઉઠી મંગલિક કામેં; શોલ સતીનાં નામ લીજીયેં એ ॥ ૧ ॥ બાલ કુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બેહેનડી એ ॥ ઘટઘટ વ્યાપક અક્ષર રૂપે; શોલ સતીમાંહી જેવડી એ ॥ ૨ ॥ બાહુબલ ભગીની સતીય શિરોમણી, સુંદરી નામેં રિષભ સુતા એ ॥ અંગ સ્વરૂપી ત્રીભોવન માંહી, જેહ અનુપમ ગુણજુતા એ ॥ ૩ ॥ ચંદન બાલા બાલપણાથી, શીલવતી શુદ્ધ શ્રાવીકા એ ॥ અડદના બાકુલા વીર પ્રતિ લાભ્યા, કેવલ લહી વ્રત ભવીકા એ ॥૪॥ ઉગ્રસેન ધુવા ધારણી નંદની, રાજીમતી નેમ વલ્લભા એ ॥ જોબન વેશે કામને જીત્યો, સંયમ લેઇ દેવદુલ્લભા ॥૫॥ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીએ એ એકસો આઠે ચીર પુરાણા, શીયળનો મહિમા તસ જાણીએ એ દશરથ નૃપની નારી નીરૂપમ, કોશલ્યા કુલ ચંદ્રીકાએ ॥ શીયલ શલુંણી રામ જનેતા, પુણ્ય તણી પરનાલીકા એ ॥ ૭ ॥ કોશંબીક ઠામે સ્તાનીક નામે, રાજ્ય કરે રંગ રાજીઓ એ ॥ તસ ઘર ઘરણી મૃગાવતી સતી; સુર ભુવને જસ ગાજીઓએ ॥ ૮ ॥ સુલશા સાચી શિયલે ન કાચી; રાચી નહી વીષયારસેં એ ॥ મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામની; જનક સુતા સીતા સતી એ ॥ જગ સહુ જાણે ધીજ કરતા; અનલ શીતલ થયો શીયલથી એ ॥ ૧૦ ॥ કાચે તાંતણે ચાલણી બાંધી કુવા થકી જલ કાઢીયું એ ॥

કલંક ઉતારવા સતીરૂ સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ ॥ ૧૧ ॥ સુરનર વંદીત શીયલ અખંડીત, શીવપદ ગામી નીએ ॥ જેહને નામે નીર્મલ થઈયે; બલીહારી તસ નામની એ ॥ ૧૨ ॥ હસ્તીનાગપુર પાંડુ રાયની, કુંતા નાંમે કામની એ ॥ પાંડવ માતા દશે દશારહની, બેહેન પતીવ્રતા પદ- મણી એ ॥ ૧૩ ॥ શીલવતી નામે શીલવ્રત ધારીણી, ત્રીવીધે તેહને વંદીયેં એ ॥ નામ જપંતાં પાતક જાએ, દરીસણ દુરીત નીકંદીયેં એ ॥ ૧૪ ॥ નીષીધા નગરી નલહ નરીંદની, દમયતી તસ ગેહુની એ ॥ સકટ પડતાં શીયલજ રાખ્યું, ત્રીભુવન કીર્તી તેહની એ ॥ ૧૫ ॥ અનંગ અજીતા જગજન પુજીતા; પુષ્પચુલા ને પ્રભાવતી એ ॥ વિશ્વ વીખ્યાતા કામીની દાતા, સોલમી સતી પદ્મા- વતી એ ॥ ૧૬ ॥ વીરેં ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરત્ન ભાખે મુદા એ ॥ ૧૭ ॥ ઇતી સોલ સતીનો છંદ ॥

## ॥ અથ શ્રી ગૌતમસ્વામીનો રાસ પ્રારંભઃ ॥

॥ વીર જીણેસર ચરણ કમળ, કમલા કયવાશો ॥ પણ- મવી પભણીશુ સામીસાલ, ગોયમ ગુરૂ રાસો ॥ મણુતણુ વયણ એકંત કરવિ, ની સુણો ભો ભવીયાં ॥ જીમ નીવસે તુમ્હ દેહ ગેહ, ગુણ ગણ ગહ ગહીયાં ॥ ૧ ॥ જંબુદીવ સીરી ભરત ખીત, ખોણીતલ મંડણ ॥ મગધ દેશ સેણીય નરેશર, રીઉદલ બલ ખંડણ ॥ ધણવર ગુવર ગામ નામ, જીહાં ગુણ ગણ સજ્જા ॥ વીપ્પ વસે વસુભુઇ તછ, જસુ પુહવી ભજ્જા ॥ ૨ ॥ તાણ પુત સીરી ઇંદભુઈ, ભુવલય

પસીદ્ધો ॥ ચઉદહ નીધા વીલીધ રૂપ, નારી રસ લુધ્ધો ॥ વીનય વીવેક વીચાર સાર, ગુણ ગણહ મનોહર ॥ સાત હાથ સુપ્રમાણ દેહ, રૂવહીં રંભા વર ॥ ૩ ॥ નયણ વયણ કર ચરણ જીણવી, પંક જલ પાડીય ॥ તેજે તારાચંદ સુર, આકાશ ભમાડીય ॥ રૂવેં મયણ અનંગ કરવિ, મેહિલ્યો નીર ધાડીય ॥ ધીરમેં મેરૂ ગંભીર સીંધુ, ચગમ ચય ચાડીય ॥ ૪ ॥ પેખવી નીરૂપમ રૂપ જાસ, સંચીય ॥ એહવા નીશ્ચેં પુવ્વ જમ્મ, જીણવર ઇણ અંચીઅ ॥ રંભા પઉમા ગવરી ગંગા, રતિહા વિધી વંચીય ॥ ૫ ॥ નહીં બુધ નહી ગુરૂ કવિન કોઇ, જસુ આગળ રહીઓ ॥ કરે નીરંતર યજ્ઞકર્મ, મીથ્યામતિ મોહીય ॥ ઈણ છલ હોશે ચરમ નાણ, દંસણ વીસોહીય ॥ ૬ ॥ વસ્તુ ॥ જંબુદીવહ જંબુવહ ભરહ વાસંમિ, ખોણી તલ મંડણો ॥ મગધ દેશ શેણીય નરેસર, ધણ ાર ગુબ્બર ગામ તીહાં ॥ વિપ્પ વસે વસુભુઇ સુંદર, તસુ ભજ્જા પુહવી સયલ, ગુણ ગણ રૂપ નીહાણ ॥ તાણ પુત્ત વિદ્યા નીલઓ, ગોયમ અતિહી સુજાણ ॥ ૭ ॥ ભાષા ॥ ચરમ જીણેસર કેવલનાણી, ચઉવ્વિહ સંઘ પઇઠા જાણી ॥ પાવાપુર સામી સંપત્તો, ચઉવ્વિહ દેવ નીકાયેં જુતો ॥ ૮ ॥ દેવે સમવસરણ તીહાં કીજે, જીણ દીઠે મીથ્યા મતી છીજે ॥ ત્રીભુવન ગુરૂ સીંહાસણ બેઠો, તતખીણ મોહ દીગંતે પઇઠો ॥ ૯ ॥ ક્રોધ માન માયા મદપુરા, જાયે નાઠા જીમદીન ચોરા ॥ દેવ દુંદુહી આકાશે વાજી, ધર્મ નરેસર આવ્યો ગાજી ॥ ૧૦ ॥ કુસુમ વૃષ્ટી વિરચે તિહાં દેવા, ચોસઠ ઇંદ્રજ માગે શેવા ॥ ચામર છત્ર શિરોવરિ સોહે,

રૂપે હીંજીણ વર જગ સહુ મોહે ॥ ૧૧ ॥ ઉવસમ રસભર ભરી વરસંતા, જોજન વાણી વખાણ કરંતા ॥ જાણવિ વર્ધમાણ જીણપાયા, સુરનર કિન્નર આવે રાયા ॥ ૧૨ ॥ કતિસમુહેં જલજલ કંતા, ગયણ વિમાણે રણ રણકંતા ॥ પેખવિ ઇંદ્રભુઈ મનચિંતે, ગુર આવે અમ જગન હોવતે ॥ ॥ ૧૩ ॥ તીર તરંડક જિમતે વહતા, સમવસરણ પહોતા ગહ ગહતા ॥ તો અભિમાને ગોયમ જંપે, ઇણ અવસરેં કોપેં તણુ કંપેં ॥ ૧૪ ॥ મુઢા લોક અજાણીઉ બોલે, સુર જાણતા ઇમકાંઇ ડોલે ॥ મુ આગલ કોઇ જાણ ભણીજે, મેરૂ અવર કિમ ઉપમા દીજે ॥ ૧૫ ॥ વસ્તુ છંદ ॥ વીરજીણવર વિર જીણવર નાણ સંપન્ન ॥ પાવાપુરિ સુર મહિય, પત્ત-નાહ સંસાર તારણ ॥ તિહિં દેવેહિ નિમ્મવિય સમવસરણ બહુ સુખ કારણ ॥ જીણવર જગ ઉદ્યોય કરે, તેજેં કરિદિ-નકાર ॥ સિંહાસણ સામીય ઠવિઓ, હુઓ સુજય જયકાર ॥ ૧૬ ॥ ભાષા ॥ તો ચઢિઓ ઘણ માણગજેં, ઇંદે ભુઇ ભુયદેવતો ॥ હુંકારો કરી સંચરિઓ, કવણ સુજીણવર દેવતો ॥ જોજન ભુમિ સમોવસરણ, પેખવી પ્રથમા રંભતો ॥ દહ દિસિદેખે વિબુધવધુ, આવંતી સુરરંભ તો ॥ ૧૭ ॥ મણિ મય તોરણ દંડધજા, કોસીસે નવ ઘાટતો ॥ વૈર વિવર્જિત જંતુગણ, પ્રાતિહારજ આઠતો ॥ સુરનર કીન્નર અસુર વર. ઇંદ્ર ઇંદ્રાણી રાયતો ॥ ચિત ચમક્કિય ચિંતવે એ, સેવતાં પ્રભુ પાયતો ॥ ૧૮ ॥ સહસ કિરણ સમ વિરજીણ, પેખવી રૂપ વિસાલતો ॥ એહ અસભવ સંભવેએ, સાચો એ ઇંદ્ર જાળતો ॥ તો બોલાવે ત્રિજગ ગુરૂ, ઇંદ ભુઇનામેણતો ॥

શ્રીમુખ સંસાય સામિ સવે, ફેડે વેદ પએણ તો ॥ ૧૯ માન મેલ્હિ મદઠેલી કરે, ભગતે નામે શીષતો ॥ પંચ સયાસું વ્રત લિયો એ, ગોયમ પહિલો શીષતો ॥ બંધવ સંજમ સુણવિ કરે, અગની ભુઇ આવેઈ તો ॥ નામ લેઈ આભાસ કરે, તં પુણ પ્રતિબોધેઈ તો ॥ ૨૦ ॥ ઇણી અનુક્રમે ગણહરરયણ, થાપ્યા વીર ઇગ્યાર તો ॥ તો ઉપદેશે ભુવન ગુરૂ, સયમસું વ્રતબાર તો ॥ બિહુ ઉપવાસે પારણું એ, આપણપે વિહરંત તો ॥ ગોયમ સંયમ જગસયલ જય જયકાર કરંત તો ॥ ૨૧ ॥ વસ્તુ છંદ ॥ ઇંદભુઇ ઇંદભુઇ ચઢિય બહુમાન ॥ હુંકારો કરી સંચરિઓ, સમવસરણ પુહતો તુરંતો ॥ ઇહ સંસા સામી સવે, ચરમ નાહફેડે ફુંરતો ॥ બોધ બીજ સઝાય મને, ગોયમ ભવહ વિરત્ત ॥ દિખ લેઇ સીખ્ખા સહિય, ગણહર પયસંપત ॥ ૨૨ ॥ ભાષા ॥ આજ હુઆ સુવિહાણ, આજ પચેલિમાં પુણ ભરો ॥ દીઠા ગોયમ સામિ, જો નિય નિયણે અમિય જરો ॥ સિરિગોયમ ગણધાર, પંચસયા મુનિ પરવરીય ॥ ભુમિય કરય વિહાર, ભવિયા જન પડિબોહ કરે ॥ સમવસરણ મઝાર જે જે સંસા ઉપજે એ ॥ તે તે પર ઉપગાર, કારણ પુછે મુનિ પવરો ॥ ૨૩ ॥ જિહાં જિહાં દીજે દિખ, તિહાંતિહાં કેવલ ઉપજેએ ॥ આપ કન્હે અણ હુંત, ગોયમ દીજે દાનઇમ ॥ ગુરૂ ઉપર ગુરૂ ભક્તિ. સામી ગોયમ ઉપનીય ॥ અણચલ કેવલ નાણ; રાગજ રાખે રંગભરે ॥ ૨૪ ॥ જો અષ્ટાપદ શૈલ, વંદે ચઢી ચૌવીસ જીણ ॥ આતમ લબ્ધી વસેણ, ચરમ શરીરી સોઇ મુની ॥ ઇઅ દેસણ નિસુણેઇ, ગોયમ

ગણહર સંચલિઓ ॥ તાપસ પન્નરસએણ, તામુની દીઠો આવતો અ ॥ ૨૫ ॥ તવ સોસિય નિયઅંગ, અમ્હ શકતી નવી ઉપજે એ ॥ કિમ ચઢસે દ્રઢ કાય, ગજ જિમ દીસે ગાજતો એ ॥ ગિરૂઓએ અભિમાન, તાપસ જોમન ચિંતવે એ ॥ તો મુનિ ચઢિઓ વેગ, આલંબવિ દિનકર કિરણ ॥ ૨૬ ॥ કંચણ મણિ નિપ્પન્ન, દંડ કલસ ધજ વડ સહિય ॥ પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર મહિઅ ॥ નિય નિય કાય પ્રમાણ, ચિહુ દીસિ સહિય જિણહ બિંબ ॥ પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિય ॥ ૨૭ ॥ વયર સામીનો જીવ, તિર્યક જંભક દેવ તિહાં ॥ પ્રતીબોધે પુંડરીક કંડરીક અધ્યયન ભણી ॥ વલતા ગોયમ સામિ, સવિ તાપસ પ્રતિબોધ કરે લેઇ આપણ સાથ, ચલે જીમ જુથાધીપતી ॥ ૨૮ ॥ ખીર ખંડ ધ્રત આણિ, અમિઅ વુઠ અંગુઠ ઠવે ॥ ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવે ॥ પંચસયા સુભ ભાવ, ઉજ્જલ ભરિઓ ખીરમીસે ॥ સાચા ગુરૂ સંજોગ, કવલ તે કેવલ રૂપહુઆ ॥ ૨૯ ॥ પંચસયા જિણ નાહ, સમવસરણ પ્રાકાર ત્રય ॥ પેખવિ કેવલ નાણ, ઉપ્પન્નો ઉજ્જોય કરે ॥ જાણે જિણહ પીયુષ, ગાજંતો ઘણ મેઘ જિમ ॥ જિણ વાણી નિસુણેહ, નાણી હુઆ પંચસયા ॥ ૩૦ ॥ વસ્તુ છંદ ॥ ઇણે અનુક્રમે ઇણે અનુક્રમે, નાણ સંપન્ન ॥ પન્નરહ સય પરવરિય હરિય દુરિય જિણ નાહ-વંદે ॥ જાણવિ જગગુરૂ વયણ; તિહનાણ અપ્પાણ નીંદે ॥ ચરમ જિણેસર ઇમભણે, ગોયમ મકરીસ ખેઉ ॥ છેહજાઇ આપણ સહી, હોસું તુલ્લા બેઉ ॥ ૩૧ ॥ ભાષા ॥ સામિઓ

એ વિરજિણંદ, પુનિમ ચંદ જિમ જહ્લસિય ॥ વિહુરિ-
આયે ભરહવાસમ્મા, વરિસ બહોત્તર સંવસિઅ ॥ ઠવતોએ
કણુઅ પઉમેય; પાય કમલ સંધે સહિઅ ॥ આવિઓએ નયણા
નયર પાવાપુરા સુર મહિય ॥ ૩૨ ॥ પોંખઆયે ગોયમસામી,
દેવસર્મા પ્રતીબોધ કરે ॥ આપણો એ ત્રાંસલાદેવી નંદન
પહોતો પરમ પએ ॥ વલતો એ દેવ આકાસ, પેખવી જાણીય
જીણુસમે એ ॥ તો મુનિ એ મન વીખવાદ નાદ ભેદ જીમ
ઉપનો એ ॥ ૩૩ ॥ કુણુ સમો એ સામી યદેખી, આપ
કહે હું ટાલીયોએ ॥ જાણંતો એ તીહુઅણ નાહ, લોક વી-
વહાર ન પાલીયોએ ॥ અતી ભલું એ કીધેલું સામી,
જાણીઉં કેવલ માગશે એ ॥ ચીંતવીઉં એ બાલક જેમ
અહવા કેડે લાગશે એ ॥ ૩૪ ॥ હું કીમ એ વીર જીણંદ,
ભગતે ભોલો ભોલવીયો એ ॥ આપણો એ અવીહલ નેહ,
નાહન સંપે સાચવ્યો એ ॥ સાચો એ ઇહ વીતરાગ, નેહન
જેણે લાળીઓ એ ॥ ઇણ સમેએ ગોયમ ચિત્ત, રાગ વૈરાગે
વાલીઓ એ ॥ ૩૫ ॥ આવતો એ જો ઉલટ, રહેતો રાગે
સાહિ ઓ એ ॥ કેવલુ એ નાણુ ઉત્પન્ન, ગોયમ સેહે જે
ઉમાહિઓએ ॥ તિહુઅણ એ જય જય કાર, કેવલ મહિમા
સુર કરે એ ॥ ગણહરૂ એ કરય વખાણ ભવિયણ ભવ જિમ
નિસ્તરે એ ॥ ૩૬ ॥ વસ્તુ છંદ ॥ પઢમ ગણહર પઢમ
ગણહર વરસ પંચાસ, ગિહિવાસે સંવસિય ॥ તિસ વરિસ
સંજમ વિભુસિય ॥ સિરિ કેવળ નાણુ પુણ; બાર વરિસ
તિહુ અણ નમંસિય ॥ રાયગિરી નયરિહિ ઠવિયઃ બાણુ વઈ
વરિસાઓ ॥ સામી ગોયમ ગુણ નિલો, હોસે શિવપુર ઠાઓ

॥ ૩૭ ભાષા ॥ જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમ-
વને પરિમલ બહેકે, જિમ ચંદન સુગંધ નિધિ ॥ જિમ
ગંગાજલ લહેરે લહકે, જિમ કયણાચલ તેજેં ઝલકે ॥
તિમ ગોયમ સોભાગ્ય નિધિ ॥ ૩૮ ॥ જિમ માન સરોવર
નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણય વતંસા, જિમ મહુ-
વર રાજીવ વની ॥ જિમ રયણાયર રયણે વિલસેં, જિમ
અંબર તારા ગણ વિકસે, તિમ ગોયમ ગુણ કેલીવની; પુનિમ
નિસિ જિમ સસિહર સોહે; સુરતરૂ મહિમા જિમ જગમોહે,
પુરવ દિસિ જિમ સહસ કરો ॥ પંચાનન જિમ ગિરિવર
રાજે, નરવઇ ઘર જિમ મયંગલ ગાજે, તિમ જિન સાસન
મુનિ પવરો ॥ ૪૦ ॥ જિમ સુરતરૂવર સોહે શાખા, જીમ
ઉત્તમ મુખ મધુરી ભાષા, જિમ વન કેતકી મહ મહે એ ॥
જિમ ભુમિપતિ ભુયબલ ચમકે, જિમ જિનમંદીર ઘંટા
રણકે, તિમ ગોયમ લબ્હે ગહ ગહે એ ॥ ૪૧ ॥ ચિંતામણી
કરચઢિઓ આજ, સુરતરૂ સારે વંછીત કાજ, કામ કુંભ સવિ
વસહુઓ એ ॥ કામગવી પુરે મન કામિય, અષ્ટ મહાસિધી
આવે ધામિય સામિય ગોયમ અણુસરો એ ॥ ૪૨ ॥ પણ-
વખર પહેલો પભણીજે, માયાબીજ શ્રવણ નિસુણીજેં,
શ્રીમતી સોભા સંભવે એ ॥ દેવહ ધુરિ અરિહંત નમિજેં,
વિનય પહુ, ઉવઝાય થુણી જેં, ઇણ મંત્રે ગોયમ નમો એ ॥૪૩॥
પુર પુર વસતા કાંઈ કરીજેં, દેશ દેશાંતર કાંઇ ભમીજેં, કવણ
કાજ આયાસ કરો ॥ પ્રહ ઉઠી ગોયમ સમરિજેં, કાજ સમ
ગ્રહ તતખીણ સીઝે, નવ નિધિ, વિલસે તાસ ઘરે ॥ ૪૪ ॥
ચઉદહ શય બારોત્તર વરસેં; ગોયમ ગણહર કેવલ દીવસે

કિઓ કવિત ઉપગાર કરો ।। આદિહીં મગલ એહ પભણી જેં; પરવ મહોત્સવ પહિલો લીજેં, રીદ્ધી વૃદ્ધિ કલ્લાણ કરો ।।૪૫।। ધન માતા જિણે ઉદરે ધરિયા, ધનપિતા જિણ કુલ અવતરિઆ, ધન સહગુરૂ જિણ દિખિયા એ ।। વિનયંવત વિદ્યા ભંડાર, જસગુણ કોઇ ન લભ્ભે પાર, વડ જિમ સાખા વિસતારો એ ।। ૪૬ ।। ગૌતમ સ્વામીનો રાસ ભણીં જે, ચઉવિહ સંઘ રળિયાયત કીજે, સયલ સંઘ આણંદ કરો ।। કુકુંમ ચંદન છડો દેવરાવો માણક મોતીનો ચોક પુરાવો, રયણ સિંહાસણ બેસણુ એ ।। ૪૭ ।। તીહાં બેસી ગુરૂદેસના દેસે, ભવીકજીવનાં કાજ સરીસે ।। ઉદયવંત મુનિ ઇમ ભણે એ ।। ગૌતમ સ્વામી તણો એ રાસ, ભણતાં સુણતાં લીલ વિલાસ ।। સાસય સુખ નિધિ સંપજે એ ।। ૪૮ ।। એહ રાસ જે ભણે ભણાવે, વરમયંગલ લછી ઘર આવે ।। મનવંછિત આશા ફલે એ ।। ૪૯ ।। ઇતિ શ્રી ગૌતમ સ્વામીનો રાસ સંપુર્ણ. ।। ૫૦ ।।

## ।। અથ શ્રી ત્રેસઠ શિલાકા પુરૂષોનું પ્રભાતીયું ।।

## ।। ચોપાઇની દેશીમાં ।।

।। પ્રહસમે પ્રણમું સરસતીમાય, વલી સહગુરૂને લ. । પાય ।। ત્રેસઠ શિલાકાનાં કહું નામ, નામ જપંતાં સીઝે કામ ।। ૧ ।। પ્રથમ ચોવીશ તીર્થંકર જાણ, તેહ તણે હું કરીશ પ્રણામ ।। રીખભ અજીતને સંભવ સ્વામ, ચોથા અભીનદન અભીરામ ।। ૨ ।। સુમતી પદમપ્રભુ પુરે આસ,

સુપાર્શ્વ ચંદ્ર પ્રભુ દે સુખવાસ ॥ સુવિધી શિતલને શ્રેયાંસ નાથ, એ છે સાચા શિવપુર સાથ ॥ ૩ ॥ વાસુપુજ્ય જીન વિમળ અનંત, ધર્મ શાંતી કુથુ અરિહંત ॥ અરમલ્લી મુની-સુવ્રત સ્વામ, એહથી લહિયે મુક્તિ સુઠામ ॥ ૪ ॥ નમી નાથ નેમીસર દેવ, જર સુર નર નીત સારે સેવ ॥ પાર્શ્વ નાથ મહાવીર પ્રસિદ્ધ, તુઠા આપે અવિચલ રિદ્ધ ॥ ૫ ॥ હવે નામ ચક્રવતી તણાં, બાર ચક્રી જે સાસ્ત્રં ભણ્યા ॥ પહેલા ચક્રી ભરત નરેશ, સુખે સાધ્યા જીણે ષટ ખંડ દેશ ॥ ૬ ॥ બીજો સગર નામે ભુપાળ, ત્રીજો મઘવરાય સુવિ-શાલ ॥ ચોથા કહીયેં સનંતકુમાર, દેવપદમી પામ્યા છે સાર ॥ ૭ ॥ શાંતી કુંથુ અર ત્રણે રાય, તીર્થંકર પણ પદ કહેવાય ॥ સુભુમ આઠમો ચક્રી થયો, અતી લોભે કરી નરકે ગયો ॥ ૮ ॥ મહાપદ્મ રાય બુદ્ધિ નિધાન, હરીષેણ દશમો રાજાન ॥ અગ્યારમો જય નામ નરેશ, બારમો બ્રહ્મ-દત્ત ચક્રેશ ॥ ૯ ॥ એ બારે ચક્રીસર કહ્યા; સુત્ર સીદ્ધાંત થકી મેં લહ્યા ॥ હવે વાસુદેવ કહું નવનામ, ત્રણ ખંડ જેણે જીત્યા ઠામ ॥ ૧૦ ॥ વીર જીવ પ્રથમ ત્રીપુષ્ટ, બીજો નૃપ જાણો દ્વિપૃષ્ટ ॥ સ્વયંભુ પુરૂષોતમ મહારાય, પુરૂષસિંહ પુરૂષ પુંડરીક રાય ॥ ૧૧ ॥ દત્ત નારાયણ કૃષ્ણ નરેશ, એ નવ હવે બળદેવ વિષેશ ॥ અચલ વિજય ભદ્ર સુપ્રભ ભુપ, સુદર્શન આનંદ નંદન રૂપ ॥ ૧૨ ॥ પદ્મ રામ એ નવ બળદેવ; પ્રતિશત્રુ નવ પ્રતિવાસુદેવ ॥ અશ્વ ગ્રીવ તારક રાજેંદ્ર, મેરક મધુ નિશુંભ બલેંદ્ર ॥ ૧૩ ॥ પ્રલ્હાદ ને રાવણ જરાસંધ, જીત્યાં ચક્ર બલેં તસ સંધ ॥ ત્રેસઠ સંખ્યા એહવી

કહી, માતા એકસઠ ગ્રંથે લહી ॥ ૧૪ ॥ પિતા બાવનને સાઠ શરીર, ઓગણસાઠ જીવ મહાધીર ॥ પંચ વરણ તીર્થંકર જાણ, ચક્રી સોવન વાન વખાણ ॥ ૧૫ ॥ વાસુદેવ નવ શામળવાન; ઉજવલ તનુ બળદેવ પ્રધાન ॥ તીર્થંકર મુક્તિ પદ વર્યા, આઠ ચક્રી સાર્થે સંચર્યા ॥ ૧૬ ॥ બળદેવ આઠ વળી તેની સાથ, શિવપદ લીધું હાથો હાથ ॥ મઘવા સનંત કુમાર સુર લોક, ત્રીજે સુખ વિલસે ગત શોક ॥૧૭॥ નવમો બળદેવ બ્રહ્મ નિવાસ; વાસુદેવ સહુ અધોગતિ વાસ ॥ અષ્ટમો બારમો ચક્રી સાથ, પ્રતિવાસુદેવ સમા નરનાથ ॥૧૮॥ સુરવર સુખ સાતા ભોગવી, નારકી દુઃખ વ્યથા અનુભવી ॥ અનુક્રમે કર્મ સૈન્ય જય કરી, નર ભવ ચતુરંગી સુખ વરી ॥ ૧૯ ॥ સદ્દગુરૂ જોગે ક્ષાયીક ભાવ, દર્શન જ્ઞાન ભવોદધિ નાવ ॥ આરોહી શીવ મંદીર વિસે, અનંત ચતુષ્ટય તવ ઉલ્લસે ॥ ૨૦ ॥ લેશે અક્ષય પદ નીર્વાણ, સિદ્ધ સવે મુજ હો કલ્યાણ ॥ ઉત્તમ નામ જપે નરનાર, સ્વરૂપચંદ લહે જય જયકાર ॥ ૨૧ ॥

## ॥ અથ શ્રી દેવવિજય કૃત અષ્ટ પ્રકારી પુજા.

### તત્ર

### ॥ પ્રથમ જળ પુજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥ અજર અમર અકલંક જે, અગમ્ય રૂપ અનંત ॥ અલખ અગોચર નીત્ય નમું, પરમ પ્રભુતાવંત ॥ ૧ ॥ શ્રી સંભવ જીન ગુણ નીધી, ત્રીભુવન જન હીતકાર ॥ તેહનાં

પદ પ્રણમી કરી, કહેશું અષ્ટ પ્રકાર ॥ ૨ ॥ પ્રથમ નવણ પુજા કરો, બીજી ચંદન સાર ॥ ત્રીજી કુસમ વળી ધુપની, પંચમી દીપ મનોહાર ॥ ૩ ॥ અક્ષત ફળ નૈવેદની, પુજા અતીહી ઉદાર ॥ જે ભવીઅણ નીત્ય નીત્ય કરે, તે પામે ભવપાર ॥ ૪ ॥ રત્ન જડીત કળશે કરી, ન્હવણ કરો જીન ભુપ ॥ પાતીક પંક પખાળતાં, પ્રગટે આત્મ સ્વરૂપ ॥૫॥ દ્રવ્ય ભાવ દોય પુજના, કારણ કાર્ય સંબંધ ભાવ સ્તવ પુષ્ટી ભણી, રચના દ્રવ્ય પ્રબંધ ॥ ૬ ॥ સુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્તિ ॥ પચ શબ્દ વાજીત્ર શુ, પુજા કરીએ વ્યક્ત ॥ ૭ ॥

### ઢાળ પેહેલી

### અનિહારે જીન મંદીર રળીયામણુરે ॥ એ દેશી

અનિહાંરે ન્હવણ કરો જીન રાજનેરે, એતો શુદ્ધા લંબન દેવ ॥ પરમાતમ પરમેશ્વરૂ રે, જસ સુરનર સારે સેવ ॥ ન૦ ॥ ૧ ॥ અનીહાંરે માગધ તીર્થ પ્રભાસનાં રે, સુર નદી સીંધુનાં લેવ ॥ વરદામ ક્ષીર સમુદ્રનાં રે, નીરે ન્હવે જીમ દેવ ॥ ન૦ ॥ ૨ ॥ અનિહાંરે તીમ ભવિ ભાવે તિર્થોદકેંરે, વાસો વાસ સુવાસ ॥ ઓષધીઓ પણ ભેળી કરેરે, અનેક સુગંધીત ખાસ ॥ ન૦ ॥ ૩ ॥ અનિહાંરે કાળ અનાદિ મળ ટાળવારે, ભાળવા આતમ રૂપ ॥ જળ પુજા જુગતે કરીરે, પુજો શ્રી જીન ભુપ ॥ ન૦ ॥ ૪ ॥ અનિહાંરે વિપ્ર વધુ જળ પુજતીરે, જયું પામી સુખકાર ॥ તીમ ભવી દેવાધિદેવનેરે, તુમેં અર્ચિલહો ભવપાર ॥ ન૦ ॥ ૫ ॥ ઇતી ॥

૧ ॥ કાવ્ય ॥ વિમલ કેવલ દર્શન સંયુક્તં, સકલ જંતુ મહોદય કારણં ॥ સ્વગુણ સુદ્ધી કૃતે સ્નપયા મ્યહં, જીનવરં નવરંગ મયા લસા ॥ ૧ ॥

## ॥ અથ દ્વિતીય ચંદન પુજા પ્રારભઃ ॥

### ॥ દોહા ॥

હવે બીજી ચંદન તણી, પુજા કરો મનોહાર ॥ મીથ્યા તાપ અનાદીનો, ટાળો સર્વ પ્રકાર ॥ ૧ ॥ પુદ્ગલ પરીચય કરી ઘણો, પ્રાણી થયો દુર્વાસ ॥ સુગંધ દ્રવ્ય જીન પુજીને, કરો નીજ સુધ સુવાસ ॥ ૨ ॥

## ઢાળ બીજી.

મનચેં ડરણાં પરનારી સગત ન કરણાં એ દેશી ॥ ભવિ ભવિજન પુજો, દુનીઆમાં દેવ ન દુજો ॥ જે અરીહા પુજે, તસ ભવનાં પાતક ધ્રુજે ॥ ૧ ॥ ભ૦ ॥ એ આંકણી ॥ પ્રભુ પુજા બહુ ગુણ ભરીરે, કીજે મનને રંગ ॥ મન વચ થીર કરીરે, અર્ચો અરીહા અંગ ॥ ૨ ॥ ભ૦ ॥ કેસર ચદન ઘશી ઘણું રે, માંહે ભેળી ઘનસાર ॥ રત્ન કચોળાં માહિં ધરીરે, પ્રભુ પદ ચરચો સાર ॥ ૩ ॥ ભ૦ ॥ ભવ દવ તાપ સમાવવા રે, તરવા ભવજળ તીર ॥ આત્મ સ્વરૂપ નીહાળવારે, રૂડો જગગુરૂ ધીર ॥ ૪ ॥ ભ૦ ॥ પદ જાનુ કર અંસ શીરેં રે, ભાલ ગલેં વાલ સાર ॥ હૃદય ઉદર પ્રભુને સદારે, તીલક કરો મન પ્યાર ॥ ૫ ॥ ભ૦ ॥ એણી વિધજિન પદ પુજનારે, કરતાં પાપ પલાય ॥ જીમ જયસુરને શુભ મતી, પામ્યા અવીચળ ઠાય ॥ ૬ ॥ભ૦॥

॥ કાવ્યં ॥ જગ દુપાધી ચયા ગ્રહીતં હિતં, સહજ તત્વ કૃતે ગુણ મંદીરં ॥ વિનય દર્શની કેસર ચંદને, રમલ હૃન્મલ હૃજ્જિન મર્ચયે ॥ ૨ ॥

## ॥ અથ તૃતીય કુસુમ પુજા ॥

### દોહા.

ત્રીજી કુસમ તણી હવે, પુજા કરો સદુભાવ ॥ જિમ દુકૃત દુરે ટળે પ્રગટે સુદ્ધ સ્વભાવ ॥ ૧ ॥ જે જન પર ગુણ ફુલ સુ, જિનપુજે ત્રણ કાળ ॥ સુરનર સિવસુખ સંપદા, પામે તે સુરસાલ ॥ ૨ ॥

### ઢાલ ત્રીજી.

સાહેલડીની દેશી ॥ કુસુમપુજા ભવી તુમે કરો ॥ સાહેલડીયાં ॥ આણી વિવિધ પ્રકાર ॥ ગુણવેલડીઆં ॥ જાઇ જુઇ કેતકી ॥ સા૦ દમણો મરૂવો સાર ॥ ગુ૦ ॥ ૧ ॥ મોગરો ચંપક માલતી ॥ સા૦ ॥ પાડલ પદ્મને વેલી ॥ ગુ૦ ॥ બોલ સિરી જાસુલશુ ॥ સા૦ ॥ પુજો મનને ગેલી ॥ ૨ ॥ ગુ૦ ॥ નાગ ગુલાબ સેવંતરી ॥ સા૦ ॥ ચંપેલી મચકુંદ ॥ ગુ૦ ॥ સદા સોહાગિણ દાઉદી ॥ સા૦ ॥ પ્રિયંગુ પુન્નાંગના વૃંદ ॥ ગુ૦ ॥ ૩ ॥ બકુલ કોરંટ અંકોલથી ॥સા૦॥ કેવડો ને સહકાર ॥ ગુ૦ ॥ કુંદાદિક પમુહા ઘણે ॥ સા૦ ॥ પુષ્પ તણે વિસ્તાર ॥ ગુ૦ ॥ ૪ ॥ પુજે જે ભવિભાવસુ ॥ સા૦ ॥ શ્રીજિનકેશ પાય ॥ ગુ૦ ॥ વણિકસુતા લીલાવતી ॥ સા૦ ॥ જિમ લહે શિવપુર ઠાય ॥ ગુ૦ ॥ ૫ ॥

॥ કાવ્ય ॥ સુકરણ્યા સુજાતા ર્જવમાર્દવૈ, પ્રશમશૌચશમાદિ સુમૈર્જના ॥ પરમપુજય પદસ્થિતમર્ચતં, પરમુદાર મુદાર ગુણૌજિનં ॥ ૩ ॥

## ॥ અથ ચતુર્થ ધુપ પુજા ॥

અર્ચા ધુપ તણી કરો, ચોથી હર્ષ અમંદ ॥ કર્મેધન દાહન ભણી, પુજો શ્રીજિનચંદ ॥ ૧ ॥ સુવિધિ ધુપ સુગંધશું, જે પુજે જિનરાય સુરનર કિન્નર તે સવિ, પુજે તેહના પાય ॥ ૨ ॥

સામરી સુરત પર મેરો દિલ અટકયો ॥ એ દેશી ॥ અરિહા આગે ધુપ કરીને, નરભવ લાહો લિજે રી ॥ અગર ચંદન કસ્તુરી સંયુક્ત; કુંદરૂ માંહે ધરીજે રી ॥ ૧ ॥ અ૦ ॥ ચુરણ શુદ્ધ દશાંગ અનોપમ, તુરૂક અબર ભાવિ જે રી ॥ રત્નજડિત ધુપધાણાં માંહી, શુભ ધનસાર ઠવિજે રી ॥ ૨ ॥ અ૦ પવિત્ર થઇ જિનમંદિર જઇને, આશય શુદ્ધ કરીજે રી ॥ ધુપ પ્રગટ વામાંગે ધરતાં, ભવભવ પાપ હરીજેરી ॥ અ૦ ॥ સમતારસ સાગર ગુણઆગર, પર-માતમ ગુણપુરા રી ॥ ચિદાનંદઘન ચિન્મય મુર્તિ, ઝગમગજ્યોતિ સનુરા રિ ॥ ૪ ॥ અ૦ ॥ એહવા પ્રભુને ધુપ કરંતાં, અવિચલ સુખડાં લહીએ રી ॥ ઈહ ભવ પરભવ સંપત્તિ પામે, જિમ વિણયધર કહિયે રી ॥ ૫ ॥ અ૦ ॥

॥ કાવ્યં ॥ અશુભ પુદ્ગળ સચય વારણં, શમસુગંધ કરં તપ ધુપનં ॥ ભગવતા સુપુરોહિત કર્મણા, જયવતો યવતો ક્ષય સંપદા ॥ ૪ ॥

## ॥ અથ પંચમદીપ પુજા ॥

### દોહા.

નિશ્ચય ધન જે નિજ તણુ, તિરોભાવે છે તેહ ॥ પ્રભુમુખ દ્રવ્યદીપક કરી આવિર્ભાવ કરેહ ॥ ૧ ॥ અભિનવદીપક એ પ્રભુ; પુજી માંગો હેવ ॥ અજ્ઞાન તિમિર જે અનાદિનુ; ટાલો દેવાધિદેવ ॥ ૨ ॥

### ઢાલ પાંચમી.

દેશી ઝુમખડાની ॥ ભાવદીપક પ્રભુ આગલેંરે, દ્રવ્યદીપક ઊત્સાહ ॥ જિનેશ્વર પુજીએં ॥ પ્રગટ કરી પરમાતમા; રૂપ ભાવો મનમાંહિ ॥ ૧ ॥ જિ૦ ॥ ધુમકષાય ન જેહમાં, ન છિપે પતંગને તેજ ॥ જિ૦ ॥ ચરણ ચીત્રામણ નવી ચલે, સર્વ તેજનું તેજ ॥ જિ૦ ॥ ૨ ॥ અધન કરે જે આવરણે સમી તરણે નહિ ગમ્ય ॥ જિ૦ ॥ ચંચળ ભાવ જે નવિ લહે, નિત્ય રહે વલિ રમ્ય ॥ જિ૦ ॥ ૩ ॥ તેલ પ્રક્ષેપ જિહાં નહો, શુદ્ધ દશા નહાં દાહ ॥ જિ૦ ॥ અપર દીપક એ અરચતાં, પ્રગટે પ્રશમપ્રવાહ ॥ જિ૦ ॥ ૪ ॥ જેમ જિનમતીને ધનસિરિ, દીપપુજનથી હોય ॥ જિ૦ અમર ગતિ સુખ અનુભવિ, શિવપુર પોહોતી સોય ॥ જિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

કાવ્યં ॥ બહલ મોહત મિસ્ર નિવારકં ॥ સ્વપર વસ્તુ વિકાશન માત્મનં ॥ વિમલબોધ સુદીપક માદધે, ભુવન પાવન પાર ગતા ગત: ॥ ૫ ॥

## ॥ અથ ષષ્ટ અક્ષત પુજા ॥

॥ દોહા ॥

સમકિતને અજુઆળવા, ઉતમ એહ ઉપાય ॥ પુજાથી તુમ્હે પ્રીછજો, મનવંછિત સુખ થાય ॥ ૧ ॥ અક્ષત શુદ્ધ અખંડશું, જે પુજે જિનચંદ ॥ લહે અખડિત તેહ નર, અક્ષય સુખ અમંદ ॥ ૨ ॥

ઢાલ છઠ્ઠી.

શ્રીધર્મજિણંદ દયાલજી ॥ એ દેશી ॥ અક્ષત પુજા ભવિ કીજે જી ॥ અક્ષય ફલ દાતા ॥ શાલિ ગોધુમપણ લિજે જી ॥ અ૦ ॥ પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજે જી ॥ અ૦ ॥ મુક્તાફળ વિચમે દીજેંજી ॥ અ૦ ॥ ૧ ॥ એહવા ઉજવલ અક્ષત વાસેં જી ॥ અ૦ ॥ શુભતંદુલ વાસ ઉલ્લાસેંજી ॥ અ૦ ॥ ચુરક જઉગતિ ચિત્ત ચોખેં જી ॥ અ૦ ॥ પુરી અક્ષય સુખ લહો જોખે જી ॥ અ૦ ॥ ૨ ॥ પુનરાવર્ત્ત હરવા હાથેં જી ॥ અ૦ ॥ નંદાવર્ત્ત કરો રંગ સાથેં જી ॥ અ૦ ॥ કર જોડિ જિન મુખ રહીને જી ॥ અ૦ ॥ ઇમ આખો શિવ દિઓ વહિને જી ॥ અ૦ ॥ ૩ ॥ જગનાયક જગગુરૂ જેતા જી ॥ અ૦ ॥ જગબંધુ અમલવિભુ તેતા જી અ૦ ॥ બ્રહ્મા ઇશ્વર વડભાગી જી ॥ અ૦ ॥ યોગીશ્વર વિદિત વૈરાગી જી ॥ અ૦ ॥ એહવા દેવાધિદેવને પુજે જી ॥ અ૦ ॥ ભવભવનાં પાતક ધ્રુજે જી ॥ અ૦ ॥ જેમ કીરયુગલ ભવપાર જી ॥ અ૦ ॥ લહે અક્ષત પુજા પ્રકારજી ॥ અ૦ ૫ ॥ ઇતિ ॥

કાવ્ય ॥ સકળ મંગળ સભવ કારણં, પરમ અક્ષત

ભાવકૃતે જીન ॥ સુપરીણામ મયૈ રહમક્ષતૈઃ ॥ પરમયા રમયા યુત મર્ચયે ॥ ૬ ॥

## ॥ અથ સપ્તમ ફલ પુજા ॥

### ॥ દોહા ॥

શ્રીકાર ઉત્તમ વૃક્ષનાં, ફળ લેઇ નરનાર ॥ જીનવર આગે જે ધરે, સફળો તસ અવતાર ॥ ૧ ॥ ફળ પુજાનાં ફળ થકી, કોડી હોય કલ્યાણ ॥ અમર વધુ ઉલટ ધરી, તસ ધરે ચીતમાં ધ્યાન. ॥ ૨ ॥

### ઢાળ સાતમી.

॥ બિદલીની દેશી ॥ ફલ પુજા કરો ફળ કામી, અભિ નવ પ્રભુ પુણ્યે પામીહો ॥ પ્રાણી૦ ॥ જીન પુજો ॥ શ્રીફળ અખોડ બદામ, શીતાફલ દાડીમ નામહો ॥ પ્રાણી૦ ॥૧॥ જમરૂખ તરબુજ કેળાં, નીમજાં કોહલાં કરો ભેળાં હો ॥ પ્રાણી૦ પીસ્તાં ફનસ નારિંગી, પુગી ચુઅફળ ઘણુ ચંગ હો ॥ પ્રા૦ ॥ ૨ ॥ ખડબુચ દ્રાક્ષ અંજીર અન્નાસ રાયણ જંબીર હો ॥ પ્રા૦ ॥ ૩ ॥ ઇમ જે જે સમય લહંત, તે તે જીન ભુવને ઢોયંત હો૦ પ્રા૦ ॥ અનુપમ થાળ વિશાળ, તેહમાં ભરી તે સુરશાળ હો ॥ પ્રા૦ ॥ ૪ ॥ ફળ પુજા કરે જે ભાવે, તે શીવરમણી સુખ પાવે હો ॥ પ્રા૦ ॥ દુર્ગતા નારી લહે જેમ, લહે કીરયુગલ વલી તેમ હો ॥ પ્રા૦ ॥૫॥

॥ કાવ્ય ॥ અમલ શાંતિ રસૈક નીધી શુચીં, ગુણ ફલૈ ર્મલ દોષ હરૈરંહ ॥ પરમ શુદ્ધી ફલાય યજે જીનં, પરહીત રહીતં પરભાવત ॥ ૭ ॥

## ॥ અથ અષ્ટમ નૈવેદ્ય પુજા ॥

### ॥ દોહા ॥

ભવદવ દહન નીવારવા, જલદ ઘટાસમ જેહ ॥ જીન પુજા યુગતેં કરી, ત્રિવીધેં કીજેં તેહ ॥ ૧ ॥ પુજા કુગતીની અર્ગલા, પુણ્ય સરોવર પાલ ॥ શિવ ગતીની સાહેલડી, આપે મગલ માલ ॥ ૨ ॥ શુભ નૈવેદ શુભ ભાવશું, જીન આગે ધર જેહ ॥ સુરનર શીવપદ સુખ લહે, હલીય પુરૂષ પરેં તેહ ॥ ૩ ॥

### ઢાળ આઠમી.

શ્રાવણ માસેં સ્યામ, મેલી ચાલ્યારે ॥ એ દેશી ॥

હવે નૈવેદ રસાલ, પ્રભુજી આગે ॥ ધરતાં ભવી સુખયાર, પ્રભુતા જાગેરે ॥ કચન જડિત ઉદાર, થાળ ભરાવો રે ॥ તાર તાર મુજ તાર, ભાવના ભાવોરે ॥ ૧ ॥ લાપશી સેવ કંસાર, લાડુ તાજા રે ॥ મનોહર મોતિચુર, ગુંદમાં ખાજાંરે ॥ બરફી પેંડા ખીર, ઘેબર વારીરે ॥ સાટા સાંકળિ સાર પુરી ખારીરે ॥ ૨ ॥ કશમશીયાં કુલેર, શક્કરપારારે ॥ લાખણશાઇ રસાળ, ઘેરા મનોહારા રે ॥ મરકી મેસુર દહીથરાં, વરસોળાં રે ॥ પાપડ પુરી ખાસ, દોઠાં ધોલા રે ॥ ૩ ॥ ગુંદવડાં ને રેવડી, મન ભાવે ॥ ફેની જલેબિ માંહી, સરસ સુહાવે રે ॥ શાલી દાલને શાલનાં, મનરંગે રે ॥ વિવિધ જાતી પકવાન, ઢોવો ચંગેરે ॥ ૪ ॥ તાલ કંસાલ મૃદંગ, વિણા વાજે રે ॥ ભેરી ને ફેરી ચંગ મધુર

દેવની ગાજે રે ॥ ૫ ॥ શોળ સજી શણગાર, ગોરી ગાવો રે ॥ દેતાં અઢળક દાન, જીન ઘરે આવો રે ॥ ઇણી પરે અષ્ટ પ્રકાર; પુજા કરશે રે ॥ નૃપ હરિચંદ પરે તેહ, ભવ-જળ તરશે રે ॥ ૬ ॥ ઇતિ ॥

॥ કાવ્ય ॥ સકલ ચેતન જીવિત દાયિની, વિમળ ભક્તિ વિશુદ્ધી નામનિતાઃ ॥ વાગતાતાઃ સ્તુતિ સાર ગુણા સિકા, શ્રમહરા મહરાસ્તુ નિભોપુર ॥ ૮ ॥

## ઢાળ નવમી.

નમો ભવિ ભાવશું એ ॥ એ દેશી ॥ અષ્ટ પ્રકારી ચીત ભાવીએ એ, આણી આણી હર્ષ અપાર ॥ ભવિક-જન શેવિએ એ ॥ અષ્ટ મહા સિદ્ધી સપજે એ, અષ્ટ બુદ્ધિ દાતાર ॥ ભ૦ ॥ ૧ ॥ અડ દીઠી પણ પામીએ એ, પુજન થી શ્રીકાર ॥ ભ૦ ॥ અનુક્રમે અષ્ટ કરમ હણી એ, અષ્ટમી ગતી લહો સાર ॥ ભ૦ ॥ ૨ ॥ શા નાન્હા સુત સુંદરૂ એ, વિનયાદીક ગુણવંત ॥ ભ૦ ॥ શા જીવણના કહેણથી એ, કિયો અભ્યાસ એ સંત ॥ ભ૦ ॥ ૩ ॥ સકળ પંડીત શીર શેહરો એ, શ્રી વિનીત વિજય ગુરૂરાય ॥ ભ૦ ॥ તાસ ચરણ સેવા થકી એ, દેવનાં વંછિત થાય ॥ ભ૦ ॥ ૪ ॥ શશી નયન ગજ વિધુ વરૂએ, નામ સંવત્સર જાણ ॥ ભ૦ ॥ ત્રતીયા શીન આસો તણી એ, શુકરવાર પ્રમાણ ॥ ભ૦ ॥ ૫ ॥ પાદરા નગર વિરાજતા એ, શ્રી સભવ સુખકાર ॥ ( શ્રો શાંતી સુખકાર ) ॥ ભ૦ ॥ તાસ પસા-યથી એ રચીએ, પુજા અષ્ટ પ્રકાર ॥ ભ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ કળશ ॥

પ્રભુ જગત સ્વામી મોહવામી, મોક્ષગામી, સુખકરૂ ॥ પ્રભુ અકલ અમલ અખંડ નીર્મલ, મોહ મીથ્યા તમ હરૂ ॥ દેવાધિ દેવા ચરણ સેવા, નિત્ય મેવા આપીએ ॥ નિજ દાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીએ ॥૧॥

ઇતિ જિનવર વૃંદ શુદ્ધ ભાવે ન કીતીં ॥ વિમલ મીહ જગત્યાં પુજયત્યષ્ટધાયે ॥ નિજ કલી મલહેતો: કર્મજોત વિધાય, પરમ ગુણ મયંતે યાંતી મોક્ષ હી વીરા: ॥ ઇતિ શ્રી અષ્ટ પ્રકારી પુજા સંપુર્ણ ॥ ૧ ॥

## અથ શ્રી પુર્વાચાર્યજી કૃત સ્નાત્ર પુજા પ્રારંભ:

### ગાથા

મુક્તાલંકાર વિકાર સાર, સોમત્વ કાંતિ કમનિય ॥
સહજ નિજ રૂપ નિરજિત, જગત્રય પાતુ જીનર્બીંબ ॥૧॥
અવનીય કુસુમા હરણં, પય પયડીય મણોહર છાયં ॥
જીણ રૂવ મજ્જણ પીઠે, સંઠીયંવ્વો સિવં દીસઓ ॥ ૨ ॥
બાળતણુમ્મી સામીય, સુમેરૂ સિહરંમી કણય કળસેહિં ॥
તિસ્સાસુરેહીં ન્હવિઓ, તે ધન્ના જેહિં દીઠોસી ॥ ૩ ॥

### ચાલ,

પવિત્ર ઉદક લેઇ અંગ પખાળો, વિવિધ વસ્ત્ર જાદર ચીર પેહરો ॥ કુસુમાંજળી મેલ્હો આદિજીણંદા, તોરા ચરણ કમળ સ્વામી ॥ પ્રથમ પુજોરે સ્વામી પ્રથમ જીણંદા ॥ કુસુમાંજળી મેલો ॥ ૧ ॥

ગાથા.

સયવંતકુંદ માલય, બહુવિહ કુસુમાએ પંચ વન્નાએ ॥
જીણ નાહ ન્હવણ કાળે, દિંતુ સુરા કુસુમાંજળી હથ્થા ॥૪॥

ચાલ.

સિંહાસણ સ્વામી સ્થાપીજે, શ્રેણી રહીને કુસુમાજળી લીજે ॥ કુસુમાંજળી મેલો અજીત જીણંદા, તોરા ચરણ કમળ સ્વામી દ્વીતીય પુજોરે સ્વામી દ્વીતીય જીણંદા ॥ કુસુમાં૦ ॥ ૨ ॥

ગાથા.

જામુકકે સુરાસુરે, મજ્જન પઢમ જિણેસ ॥
સા કુસુમાજળી અવહરો, ભવિયા દુરિયા સેસ ॥ ૫ ॥

ચાલ.

કનક કળશ જળ નિર્મળ ભરીએ. સ્વામીના શીરપર ન્હવણજ કરીએ ॥ કુસુમાંજળી મેલ્હો સંભવ જિણંદા ॥ તોરા૦ કુસુમા૦ ॥ ૩ ॥

ગાથા.

ગંધાઢ્ઢીય મહુર મણ, હરઝંકાર સદ્દ સંગીઅ ॥ જીણ ચરણોવરી મુક્કા, હરે તુમ કુસુમાંજળી દુરીયં ॥ ૬॥

ચાલ.

આગર કપુર ધુપ કર વાસીજે, કર સંપુટ ચદન ચર ચીજે ॥ કુસુમાંજળી મેલ્હો શાંતિજીણંદા, તોરા૦ કુસુમાં૦ ॥ ૪ ॥

ગાથા.

પસરતી પરીમળ બહુલં, ગધાઢ્ઢીય ભમંતિ ભમરોલા ॥
નીવડં તુહ ચરણોવરી, જીણંદ એ કુસુમાંજળી પવરા ॥૭॥

ચાલ.

જાઈ જુઇ વાલો વેલો ડમણો મરૂઓ, સકળ સ્નાત્ર કરે શ્રી સંઘ ગીરૂઓ ॥ કુસુમાંજળી મેલ્હો નેમી જીણંદા ॥ તેરા૦ ॥ કુસુમાં૦ ॥ ૫ ॥

ગાથા.

મુખ્ય જિણવર મુખ્ય જીણવર, ન્હવણ કાલેમી ॥
કુસુમાંજળી સુરવરેહિં, મહમહંતિ તીહુઅણ મહગ્ગીઅ ॥
નીવડતી જીણપાયે કમલે; હરે દુરીયં શ્રી શ્રમણ સઘહ ॥ ૮ ॥ પાશ જીણેશ્વર પાય કમળ, દેવીહ સુખ સંતોષ ॥
સા કુસુમાંજળી અવહરો; ભવીયા દુરીયા શેષ ॥ ૯ ॥

ચાલ.

રિષભ અજીત સંભવ ગુણ ગાઉં, અનત ચોવીસી જીનની ઓળગ પાઉં ॥ કુસુમાંજળી મેલ્હો ૦॥ પાર્શ્વજીણંદા ॥ ॥ ॥ તોરા૦ કુસુમાં૦ ॥ ૬ ॥

ગાથા.

જાઇ જુઇ જાઇ જુઇ કુંદ મંદાર, નીલુત્પમ કમળ દળ ॥ સીંદુવારી ચંપક સમુજળં, પસરંતિ પરીમળ બહુળં ॥ ગંધ લુઠ લુડુંતી મહુઅર ॥ ૧૦ ॥

એ કુસુમાંજળી જીણ ચરણે, ચીંતીય પાવપ્પણાશ ॥
મુક્રીય તારા અણુસરો, ભવિયાં પુરો આશ ॥ ૧૧ ॥

ચાલ.

સરસ સેવંતરી માલતી માળા, ગુણ ગાવે એમ કવિ દેપાળા ॥ કુસુમાંજળી મેલો વીરજીણંદા ॥ તોરા૦ ॥ કુસુમાં૦

॥ ૭ ॥ એણીપરે જે જીન ભાવના ભાવે, ભણે ગણે તે અમરપદ પાવે ॥ કુસુમાંજળી મેલો સયળ જીણંદા ॥ તોરા ચરણ કમળ સેવો ચોસઠ ઇંદા ॥ કુસુમાંજળી મેલો સયળ જીણંદા ॥ ઇતિ કુસુમાંજળી સંપુર્ણ ॥

ગાથા.

વિણિય નયરી વિણિય નયરી નાભિ નીવગેહ, મારૂ-દેવી ઉયરી સર રાજહંસ સારીસ સામીઅ ॥ શ્રી રીસહેસર પઢમજીણ, પઢમરાય વરવસહ ગામીઅ ॥ વસ અલંકીઅ કણય તણું, જાયો જગ આધાર ॥ તસ પાય વંદી તસ તણો, કેશું જન્મ સુવીચાર ॥

ચાલ.

સવઠુ વીમાણે ચવિઅ નાહ, ઉવઝાઉર આવીય ગર્ભ વાસ ॥ કુળગર શ્રી નાભી નરીંદગેહ, સુસમ દુસમ તીહાંઅયર જેહ ॥ ૧ ॥ સુસમદુસમ અયર મંડણ, સવઠુ વિમાણે સુર ચવે ॥ શ્રી નાભીરાયા કુલમંડણ, ઉવઝાયા ઉરઅવતરે ॥ ૨ ॥ સુવિશાળ માળા પ્રૌઢ મુગતા, ગીતનાદ સવેકરે ॥ એ-હુંવ જાણી મન આણી, તીર્થંકર કુળ અવતરે ॥ ૩ ॥ હવે દાન દીજે પુન્ય કીજે, મનરીઝે અતિઘણા ॥ ઘેર ઘેર મંગળ તરીઅ તોરણ, ઓછવ હોય વધામણા ॥ ૪ ॥ નીસી ભર પોઢયા હર્ષ આણી, એશુ જાણી એમ કહે ॥ પાછલી રાત પ્રભાત વેળા, સુપન મરૂદેવા લહે ॥ ૫ ॥

નવીચાલ.

પ્રથમ ઐરાવણ દીઠો, નયણે અમીય પઇઠો ॥ બીજે

વૃષભ ઉદાર, દીઠો અતિ સુખકાર ॥ ૬ ॥ ત્રીજે મૃગપતિ પેખે, હરીસણ દુરીત ઉવેખે ॥ ચોથે લક્ષ્મી સોહે, જેને દીઠે જગ મોહે ॥ ૭ ॥ પંચમે કુસુમની માળા, છઠે ચંદ્ર વિશાળા ॥ સાતમે તમહર દીનકર, આઠમે ઇંદ્ર ધ્વજ જયકર ॥ ૮ ॥ નવમે કળશ મનોહર, દશમે પદ્મ સરોવર ॥ અગ્યારમે સાગર સુંદર, બારમે અમરનું મંદીર ॥ ૯ ॥ તેરમે મણીભદ્ર ગગને, ચઉદમે નીર્ધુમ અગની ॥ એવું સુણી સુપનહ પાઠક, બોલ્યા નીજ મીત વાચક ॥ ૧૦ રાજન તુમ સુત હોશે, ત્રીભુવન તસમુખ જોશે ॥ નરપતિ અહવા જિણંદા, આવ્યા તુમ કુળે ચંદા ॥ ૧૧ ॥ રાય દીગે બહુ માન, પાઠકને ઘણા દાન ॥ પાઠક સુપન સુણાવે, ઘણું દાન લઇ ઘરે આવે ॥ મરૂદેવા મોતીએ વધાવે ॥ ૧૨ ॥

ચાલ.

મરૂદેવી ઉઅર ઉત્પન્ન જામ, ચઉદસ વર સુપના લહિઅતામ ॥ ચૈતર વદી અષ્ટમી શાળી રીખભ, ક્રમ ક્રમ જીન જાયો રહીત દુઃખ ॥ ૧૩ ॥

ગાથા

અહુ અહુ ઉર્દ્ધ અહો દીસે, દીસી કુમરી છપન્ન તીહાં॥ રૂપવંતી વર ભત્તીજુત્તીઅ, રૂઅગ પવ્વય ચઉદિસેહીં ॥ અહુ અહુ ચઉ વીદીસી પહુતીય; ચઉરો રૂઅગ દીવ્વ પુણ ॥ અડવીય નાણી ગેહ જનની, નમી આરંભીઆ જન્મ મહોત્સવ તેહ ॥

ચાલ.

અહુસવહુ વાઇમી કઅ વહરા, અષ્ટગંધોદકે વૃષ્ટી કુમરી

કરા; અષ્ટ દર્પણધરા અષ્ટ ભગારૂઆ, અષ્ટવર વીંઝણા અષ્ટ ચામરજુઆ ॥ ૧૪ ॥ ચઉર દીવીધરા ચઉર રક્ષા કરા, ગાઇઅ નાચીઅ તીન કેળી હુરા ॥ કરીય જીગુ મજ્જન જનની કુમારયા, આવિય નિય નિય ઠામ સવે ગયા ॥ ૧૫ ॥ તત્ક્ષણ ચલિય સીંહાસણ સુરવરા, ઘંટનાદે તીહાં સયળ સુર મેળિયા ॥ પાળીઆરૂઠ જીન જન્મ ઘેર આવીયા, પચ રૂપે કરી રિષભ મેરૂ લીયા ॥ ૧૬ ॥

વસ્તુ.

ઇદ્ર તથ્થ ઇદ તથ્થ વીસ ભુવણાંદ, વંતર પહુ બત્તિસ હુઆ ॥ ચદ સુર દસ કલ્પંતિ સુરવરા, ઇઅ ચોસઠે મળી હરી ॥ ન્હવણ નાહ બહુ ભત્તિ નિભ્ભર, અડ સહસ ચૌસઠી જુઆ ॥ પંચ વન્ન કળસેંહિ, હવે સુહમો જિણ નમે-તં પભણું સંખેવ ॥

ચાલ.

ઇસાણંદ જિન ઉછંગ લેય, ચઉ ધવળ વસહ સુરવઈ કરેય ॥ તસુ શ્રૃગે અષ્ટ સુગંધ ધાર, જળ ન્હવણ કરે તિઅ લોય સાર ॥ ૧૭ ॥ વાજતી માદળ તીવલ નાદ, વર ઝલ્લરી ભુગળ ભેરી સાદ ॥ વાજંતે અંબર દેવી દેવ, જિન મજ્જિય નચ્ચી ક ય સેવ ॥ ૧૮ ॥ પુજેવર કુસુમ રિસહ નાહ, બહ ભત્તિય ભાવે હોય સનાહ ॥ આરતી મંગળ દીવ ઉખેવ, ઉતારે સુરવર રંગ હેવ ॥ ૧૯ ॥

વસ્તુ

રિસહ મજ્જન, રિસહ મજ્જન, કરીય સુરરાય, ઉ-

ન્પાઠીય જય જય કરીય, જનની પાસે મેલેવિ જીુત્તા, નંદી-શ્વર આઠ દિવસ, કરી દેવ દેવી નિયઠાણુ પહુતા, ઇણીપરે સયળ જિનેશ્વર, ન્હવણુ કરો બહુ ભત્ત, જિમ રયણાયર પાવહર, જિન તુમ દીયે વર મુત્ત ॥

## સંપુર્ણ.

---

## અથ શ્રી વચ્છ ભંડારી કૃત પાર્શ્વ જીન કળશ.

શ્રી સૌરાષ્ટ્ર દેશ મંધે, મંગલ પુરિ ( માંગરોલ ) મંડણ; દુરિત વિહુંડણ અનાથનો નાથ ત્રીભુવન મનરંજણ, ત્રવીશમા તિર્થંકર શ્રી પાર્શ્વનાથ તેહ તણો કળશ કહીશુ,

ચાલ

વણારસી નયરી વસે અનોપમ, ઓપે અલકા જાણ ॥ તિહાં વાવ સરોવર નદી કુપ જળ, વનસ્પતિ વખાણ ॥૧॥ તીહાં ગઢ મઢ મંદીર દીસે અભિનવ, સુદર પોળ પ્રકાસ ॥ કોસીસા પાખળ ફરતી ખાઇ, કોટે વિસમા ઘાટ ॥ ૨ ॥ જીન મંદીર શિખરબંધ પ્રપાદે, સાર કળશ ધ્વજ દંડ ॥ અતિગિરૂઆરે ગુણ સાયર ઉજવળ, દીસે પોહવી પ્રચંડ ॥ ૩ ॥ તીહાં હાટ ચૌટા વસિન વિશેસે, વેહેવારીઆ અ-નેક ॥ લખેશ્વરિ કોટીધ્વજ કુલવંતા, બોલે વચન વિવેક ॥ ૪ ॥ તેણી નયરીયે વસે વહેવારીયા, ઘર ઘર મંગળ ચાર ॥ નારી કર કંકણ કુંડળ ઝળકે, કરે સકળ શણગાર ॥ ૫ ॥ તીહાં રાજા અશ્વસેન મહીમંડળ, દાન ખડગ જ-

ચવત ॥ તીહાં ન્યાયવંત દીસે ઘણું નાયક, વામા દેવી કંત ॥ ૬ ॥ તસ રયણી પશ્ચીમ રાણી પેખે, સુપના ચઉદ વિશાળ ॥ માતા તુમ કુખે અવતરશે જીનવર, જીવદયા પ્રતિપાળ ॥ ૭ ॥ પેહેલે ગજવર દીઠો, બીજ મુખ કમળ પઇઠો ॥ બીજે વૃષભ વિશાળ, ધવળ મંગળ સુકુમાળ ॥ ૮ ॥ ત્રીજે સિંહ સંપુરો, મહીમંડળ માંહે શુરો ॥ ચોથે લક્ષ્મી દીઠી, રત્નમે કમળ પઇઠી ॥ ૯ ॥ આર ઉતરતીએ માળા, કુસુમની ઝાકઝમાળા ॥ છઠે પુનમચંદ, અમીય ઝરે સુરવૃંદ ॥ ૧૦ ॥ તેજ તપતોએ ભાણ, કરતો ગગન વિહાણ ॥ ધ્વજા ઉડંતી આકાશ, લોડંતી અંબર વાસ ॥ ૧૧ ॥ કનક કળસ રયણે જડીઆ, અમીય મહા રસ ભરીઆ ॥ દસમે પદ્મ સરોવર, દીઠું માતા વામાએ મનહર ॥ ૧૨ ॥ ક્ષીર સમુદ્ર ઘરે આવ્યો નિશિભર સયળ સોહાવ્યો ॥ છંડી નિજ નિજ ઠાણા, આવ્યું આવ્યું અમર વિમાન ॥ ૧૩ ॥ દીઠી રત્નની રાશ, શગ પણ ચડીઓ આકાશ ॥ જળગ વળંતીએ દક્ષણ, જાગ્યા માતા વામાદેવી તત્ક્ષણ ॥ ૧૪ ॥ તે દેખી રાણી જાગ્યા, કંત તણે પાયે લાગ્યાં ॥ રાજા મનસુખ પાવે, સુપન પાઠકને તેડાવે ॥ ૧૫ ॥ શુભ દિન જિનવર જનમ્યા, છપ્પન દિસિ કુમરીએ પ્રણમ્યા ॥ તિહાં નવમે માસે ને આઠમે દિવસે, જાયો જિનવર રાયોજી ॥ ઘેર ગુડી તરીઆ તોરણ લહકે, જિનમંડપ ઉચ્છાહોજી ॥ ૧૬ ॥ તિહાં તત્ક્ષણ છપન, કુમરી આવે, વધાવે જીનંદાજી ॥ નદો ચીર કાળે એહી જીનેશ્વર, પ્રગટયો પુનમ ચંદાજી ॥ ૧૭ ॥ ઉલાળીઅ વજ્ર સુર એમ બોલે, આશન કંપ્યું ઈંદાજી ॥ તિહાં જોયું અવધિ

જ્ઞાને તેણી વેળા, અવતરીઆ ભગવંતોજી ॥ ૧૮ ॥ તેણે થાનક જન્મ મહોત્સવ કરવા; આવે આવે ચોસઠ ઈંદ્રોજી ॥ લેઈ મેરૂ શિખર પર રચ્યું સિંહાસન; બેઠા પાસ જિણંદોજી ॥ ૧૯ ॥ તિહાં હોય સ્નાત્ર છત્રશિર સોહે; ચામર ઢાળે ઈંદ્રોજી ॥ પોત્યા સુરમેલી પ્રભુ પાયવંદી; લખ્મી પાત્ર જયવંતોજી ॥ ૨૦ ॥ તિહાં નવપલ્લવ અતિ મહીમા સાગર; અગર તણો ભંડારોજી ॥ ઈક્ષાગવંશ ત્રિભુવન મનરંજન, જિનસાસન જયકારોજી ॥ ૨૧ ॥ એમ ભણે વચ્છ ભંડારી; નિશ દિન અમ મન એ અરિહંતોજી ॥ નીલવરણ તનુ મહીમા સાગર; જયો જયો ભગવંતોજી ॥ ૨૨ ॥

ઇતિ કળસ સંપુર્ણ

---

## અથ સકળચંદ મુની કૃત સત્તર ભેદી પુજામાંથી

## પાંચમી પુષ્પની પુજા

મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી મેલી ॥ કુંદ પ્રીયંગુ નાગવર જાતી, વોલશિરી શુચી મેલી ॥ મો૦ ॥ ૧ ॥ ભુમંડળ જળ મોકલે ફુલી, તે પણ શુદ્ધ અખંડી ॥ જિનપદ પંકજ જ્યુ ભવિ પુજયા તું પણ ભવી તિમ મડી ॥ મો૦ ॥ ૨ ॥

ગીત.

પારંગ તેરે પદ પંકજ પર; વિવિધ કુસુમ સોહે ॥
ઓર દેવનકુ આક ધતુરા; મારા પ્રભુજી સમો નહીં કોયે ॥

પ્રા૦ ॥ ૧ ॥ વિવિધ કુસુમ જાતિ શુ જમ; પંચમી પુજા પુજે ॥ તમ ભવિજન રોગ શોગ; સર્વ ઉપદ્રવ ધ્રુજે ॥ પ્રા૦ ॥ ૨ ॥

## ઇતિ પુજા સંપુર્ણ.

---

## અથ ન્હવણ કરતાં બોલવાના કાવ્ય. ॥

વિમળ કેવળ ભાસન ભાસ્કરં; જગત જંતુ મહોદય કારણં ॥ જિનવરં બહુ માન જળોઘતં; શુચિપના સ્નપ યામી વિશુદ્ધરે ॥ ૧ ॥ સ્નાત્ર કરતાં જગત ગુરૂ શરીરે; સકળદેવે વિમળ કળસનીરે ॥ આપ આપણા કર્મ મળ દુર કીધા; તેણે તેહવી બુધે ગ્રથે પ્રસિદ્ધા ॥ ૨ ॥ હર્ષ ધરી અપછરા વૃંદ આવે; સ્નાત્ર કરી એમ આશીષ પાવે ॥ જિહાં લગે સુરગિરી જંબુ દીવો; અમ તણા નાથ જીવન જીવો ॥ ૩ ॥

---

## શ્રી શેત્રુંજય તીર્થના ૨૧ નામ સબધી ખમાસમણ આપવાના દુહા.

સિદ્ધાચલ સમરો સદા, સોરઠ દેશ મોઝાર ॥ મનુષ્ય જન્મ પામી કરી, વદો વાર હજાર ॥ ૧ ॥ અંગ વસન મન ભુમીકા, પુજો પગરણ સાર ॥ ન્યાય દ્રવ્ય વિધી સુધતા, શુધ્ધી સાત પ્રકાર ॥ ૨ ॥ કાર્તીક શુદી પુનમ

દીને, દસ કોડી પરીવાર ॥ દ્રાવિડ વારીખીલ્લજી, સિદ્ધ થયા નિરધાર ॥ ૩ ॥ તિણે કારણ કાર્તીકી દીને, સંઘ સકળ પરીવાર ॥ આદી દેવ સન્મુખ રહી, ખમાસમણ બહુ સાર ॥ ૪ ॥ એક નામે વર્ણવ્યો, તિહાં પેહેલું અભિધાન ॥ શેત્રુંજય શુકરાજથી, જનક વચન બહુ માન ॥ સીદ્ધા૦ ॥ ૫ ॥ સમોસર્યા સિદ્ધાચળે, પુંડરીક ગનુરાગ ॥ લાખ સવા મહાતમ કર્યું, સુરનર સભા મોઝાર ॥ ૬ ॥ ચૈત્રી પુનમને દીને, કરી અણસણ એક માસ ॥ પાંચ કોડી મુની સાથશુ, મુક્તિ નિલયમાં વાસ ॥ ૭ ॥ તિણ કારણ પુંડરીકગીરી, નામ થયુ વિખ્યાત ॥ મન વચ કાયે વદીએ, ઉઠી નિત્ય પ્રભાત ॥ સીદ્ધા૦ ॥ ૮ ॥ વીશ કોડી શું પાંડવા, મોક્ષ ગયા ઈણે ઠામ ॥ એમ અનંત મુક્તે ગયા, સિંધ ક્ષેત્ર તિણ નામ ॥ સીદ્ધા૦ ॥ ૯ ॥ અડસઠ તીરથ નહાવતા, અંગ રંગ ઘડી એક ॥ તુબી જલ સ્નાને કરી, જાગ્યો ચીત્ત વિવેક ॥ ૧૦ ॥ ચંદ્ર શેખર રાજા પ્રમુખ. કરમ કઠણ મલ ધામ ॥ અચલ પદે વિમળા થયા, તિણ વિમલાચલ નામ ॥ સિદ્ધા૦ ॥ ૧૧ ॥ પર્વતમાં સુર ગિરી વડો, જીન અભિષેક કરાય ॥ સિદ્ધ હુવા સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય ॥ ૧૨ ॥ અથવા ચઉદે ક્ષેત્રમાં એ સમ તિરથ ન એક ॥ તિણ સુરગિરી નામે નમુ, જીહાં સુરવાસ અનેક ॥ સિદ્ધા૦ ॥૧૩॥ એશીં યોજન પ્રથુલ છે, ઉચપણે છવીસ ॥ મહિમાયે મોહોટો ગિરિ મહાગિરિ નામ નમીશ ॥ સિદ્ધા૦ ॥ ૧૪ ॥ ગણધર ગુણવંતામુની, વિશ્વ માંહે વંદનિક ॥ જેહવો તેહવો સયમી, એ તિરથે પુજનિક ॥

સિદ્ધા૦ ॥ ૧૫ ॥ વિપ્રલોક વિષધર સમા, દુખીયા ભુતલ
માન ॥ દ્રવ્ય લીંગી કણ ક્ષેત્ર સમ, મુનીવર છીપ સમાન
॥ સિદ્ધા૦ ॥ ૧૬ ॥ શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુન્યનું
કામ ॥ પુન્યની રાસી વધે ઘણી, તેણે પુન્ય રાસી નામ
॥ ૧૭॥ સંયમ ધર મુનીવર ઘણા, તપ તપતા એક ધ્યાન ॥
કર્મ વિયોગે પામીઆ, કેવળ લક્ષ્મી નિધાન ॥ સીદ્ધા૦ ॥૧૮॥
લક્ષ એકાણું શિવવર્યા, નારદશું અણગાર ॥ નામ નમો
તેણું આઠમું, શ્રી પદ્મગીરી નિરધાર ॥ સીદ્ધા૦ ॥ ૧૯ ॥
શ્રી સીમંધર સ્વામીયે, ગીરી મહીમા એ વિલાસ ॥ ઇંદ્રની
આગે વર્ણવ્યો, તેણે એ ઇંદ્ર પ્રકાશ ॥ સિદ્ધા૦ ॥ ૨૦ ॥
દશ કોટી અણુવ્રત ધરા, ભકતે જમાડે સાંરા જેન તિર્થયાત્રા
કરે, લાભ તણો નહિ પાર ॥ ૨૧ ॥ તેહ થકી સિદ્ધાચલે,
એક મુનીને દાન ॥ દેતાં લાભ ઘણો હુવે, મહા તિરથ અ-
ભિધાન ॥ સિદ્ધા૦ ॥ ૨૨ ॥ પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે
કાલ અનંત ॥ શેત્રુંજય મહાતમ સુણી, નમો શાશ્વત ગિરિ
સંત ॥ ૨૩ ॥ ગૌ નારી બાલક મુની, ચૌહત્યા કરનાર ॥
જાત્રા કરતા કાર્તકી, નરહે પાપ લગાર ॥ ૨૪ ॥ જે પર-
દારા લંપટી, ચોરીના કરનાર ॥ દેવ દ્રવ્ય ગુરૂ દ્રવ્યના, જે
વળી ચોરણ હાર ॥ ૨૫ ॥ ચૈત્રી કાર્તીકી પુનમે, કરે યાત્રા
ઇણે ઠામ ॥ તપ તપતાં પાતીક ગળે, તીણે દ્રઢ શક્તિ નામ
॥ સિદ્ધા૦ ॥ ૨૬ ॥ ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચા
સુત જેહ ॥ સહસ મુનીશું શિવવર્યા, મુક્તિ નિલય ગિરી
તેહ ॥ સિદ્ધા ॥ ૨૭ ॥ ચદા સુરજ બેહુ જણા, ઉભા
એણે ગિરી શૃંગ ॥ કરી વર્ણવને વધાવીયો, પુષ્પદંત ગીરી

રંગ ॥ સિદ્ધા૦ ॥ ૨૮ ॥ કર્મ કલગ ભવજળ તજી, ઇહાં પામ્યા સિવ સદ્મ ॥ પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગીરી મહાપદ્મ ॥ સિદ્ધા૦ ॥ ૨૯ ॥ શિવવહુ વિવાહ ઓછવે, મંડપ રચીયો સાર ॥ મુનીવર વર બેઠક ઘણી, પૃથ્વી પીઠ મનોહાર ॥ સિદ્ધા૦ ॥ ૩૦ ॥ શ્રી સુભદ્રગિરી નમો, ભદ્રતે મંગળ રૂપ ॥ જલ તરૂરજ ગીરીવર તણી, શીશ ચડાવે ભુપ ॥ સિદ્ધા૦ ॥ ૩૧ ॥ વિદ્યાધર સુર અપછરા, નદી શેત્રજી વીલાસ ॥ કરતાં હરતાં પાપને, ભજીએ ભવી કેલાસ ॥ સિદ્ધા૦ ॥ ૩૨ ॥ બીજા નીરવાણી પ્રભુ, ગઈ ચોવીસી મોઝાર ॥ તસ ગણધર મુનીમાં વડા, નામે કદંબ અણગાર ॥ સિદ્ધા૦ ॥ ૩૩ ॥ પ્રભુ વચને અણુસણ કરી, મુક્તિપુરીમાં વાસ ॥ નામે કદંબ ગીરી નમો, તો હોય લીલ વીલાસ ॥ ॥ સિદ્ધા ॥ ૩૪ ॥ પાતાળે જલ મુલ છે, ઉજવળ ગીરીનું સાર ॥ ત્રીકરણ યોગે વંદતાં, અલ્પ હોય સંસાર ॥ સિદ્ધા૦ ॥ ૩૫ ॥ તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખ ભોગ ॥ જે વછે તે સંપજે, શિવરમણી સંયોગ ॥ ૩૬ ॥ વિમળાચળપર મેહીનુ, ધ્યાન ધરે ખટમાસ ॥ તેજ અપુરવ વિસ્તરે, પુરે સઘળી આશ ॥ ૩૭ ॥ ત્રીજે ભવ સિદ્ધી લહે, એ પણ પ્રાચીક વાચ ॥ ઉતકૃષ્ટા પરાણામથી, અંતર મહુરત સાચ ॥ ૩૮ ॥ સવ કામ દાયક નમો, નામ કરી ઓળખાણ ॥ શ્રી શુભ વીર વીજય પ્રભુ, નમતાં કોડ કલ્યાણ ॥૩૯॥

---

# શ્રી સંખેશ્વર પાસજીની થોયો.

સંખેશ્વર પાસજી પુજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછીત પુરણ સુરતરૂ, જય વામા સુત અલવેસરૂ. ૧
હોય રાતા જીનવર અતી ભલા, હોય ધોળા જીનવર ગુણ નીલા;
હોય લીલા હોય સામલ કહ્યાં, સોળે જીન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખીઆ, ગણધર તે હૈડે રાખીઆ;
તેહનો રસ જેણે ચાખીઆ, તે હુવો શીવ સુખ સાખીઆ ૩
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચુરતી, નય વીમલનાં વંછીત પુરતી- ૪

# અથ પચુસણની થોયો.

સતર ભેદી જીન પુજા રચીને, સનાત્ર મહોત્સવ કીજેજી.
ઢોલ દદામા ભેરીન ફેરી, ઝલરી નાદ સુણીજેજી;
વીરજીન આગળ ભાવના ભાવા, માનવ ભવ ફળ લીજેજી;
પરવ પજુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ જાણીજેજી. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારી અઠ્ઠ કીજેજી,
ઉપર વળી દસ દોય કરીને, જીન ચોવીસે પુજીજેજી;
વડા કલપનો છઠ્ઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજી,
પડવે ને દીન જનમ મહોત્સવ, ધવળ મગળ વરતીજેજી. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી;
નાગકેતુની પેરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી.
તેલાધર દીન ત્રણે કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરીત્ર સુણીજેજી. ૩

બારસેં સુત્રને સમાચારી, સંવત્સરી પડીકમીએજી;
ચૈત્ય પ્રવાડી વીધીસ્યું કીજે, સકળ જંતુને ખામીએજી.
પારણાને દીન સ્વામીવત્સળ, કીજે અધીક વડાઇજી;
માન વીજય કહે સકળ મનોરથ, પુરે દેવી સીદ્ધાઇજી. ૪



ચીંતામણી ચીંતા ચુરસે, આદેસર આશા પુરશે;
શાંતીનાથની શેવા જે કરે, જે જોઇએ તે આવી મળે. ૧

અથ સીદ્ધચક્રની થોયો.

જીન સાસન વંછીત, પૂરણ દેવ રસાળ,
ભાવે ભાવી ભણીએ, સીદ્ધચક્ર ગુણમાળ;
ત્રીહુકાળે એહની, પુજા કરે ઉજમાળ,
તે અમર અમર પદ, સુખ પામે સુવીશાળ. ૧

અરીહંત સીદ્ધ વંદો, આચારજ ઉવઝાય,
મુની દરસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવ પદ સમુદીત, સીદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવીનાં, ભવ કોટી દુખ જાય. ૨

આસો ચૈતરમાં, સુદી સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબીલ નીરધાર;
દોય સહસ ગણેવું, પદ સમ સાડા ચાર,
એકાસી આંબીલ, તપ આગમને અનુસાર. ૩

શ્રી સીદ્ધચક્ર શેવક, શ્રી વીમલેસર દેવ;
શ્રીપાળ તણી પેરે, સુખ પુરે સ્વયમેવ,

દુઃખ દોહગ નાવે જે કરે એહની સેવ;
શ્રી સુમતી સુગુરૂનો, રામ કહે નીત્ય મેવ. ૪

## બીજની થોય.

દીન સકળ મનોહર, બીજ દીવસ સુવીશેષ;
રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તીહાં ચંદ્ર વીમાને, શાશ્વતા જીનવર જેહ,
હું બીજ તણે દીન પ્રણમું આણી નેહ.

## પાંચમની થોય.

શ્રાવણ સુદી દીન પંચમીએ, જનમ્યા નેમ જીણંદતો;
શ્યામ વરણ તનુ શોભતુએ, મુખ સારદકો ચંદતો,
સહસ વરસ પ્રભુ આવખુએ, બ્રહ્મચારી ભગવંતતો;
અષ્ટ કરમ હેલે હણીએ, પોહોચ્યા મુગતી મહંતતો.

## આઠમની થોય

મંગલ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુર રાજજી;
આઠ જાતના કળસ ભરીને, નવરાવી જીનરાજજી,
વીર જીનેશ્વર જનમ મહોત્સવ, કરતાં સિવ સુખ સાધેજી;
આઠમનો તપ કરતાં અમ ઘેર, મંગળ કમળા વાધેજી.

## એકાદશીની થોય.

એકાદશી અતી રૂઅડી, ગોવીંદ પુછે નેમ;
કોણ કારણ એ પરવ મોટું, કહોને મુજશું તેમ.
જીનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને પંચાસ;
તેણે કારણ એ પરવ મોટું, કરો મૌન ઉપવાસ.

## સિધગિરીની થોય.

શ્રી શેત્રુંજય તીરથ સાર, ગિરીવરમાં જેમ મેરૂ ઉદાર;
ઠાકોર રામા પાર, મંત્ર માંહી નવકારજ જાણુ.
તારામાં જેમ ચંદ્ર વખાણુ, જળધર જળમાં જાણુ,
પંખીમાં ઉત્તમ જેમ હંસ, કુળ માંહી જેમ રીખવનો વંશ;
નાભિ તણો એ અંસ, ખેમાવતમાં શ્રી અરીહંત,
તપસુરામાં માહા મુનિવંત, શેત્રુંજે ગયા ગુણવંત;

---

પુંડરગિરી મહિમા, આગમમાં પ્રસીદ્ધ;
વિમળાચળ ભેટી, લહીએ અવીચળ રીદ્ધ.
પંચમ ગતી પોહેત્યા, મુનીવર કોડા કોડ;
એણે તીરથે આવી, કર્મ વીપાતક છોડ.

---

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા;
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા;
કેવળ સિરી રાયા, મોક્ષ નગરે સધાયા.

---

રૂષભ ચંદ્રાનન વંદન કીજે, વારીખેણ દુઃખ વારેજી;
વર્ધમાન જીનવર વળી પ્રણમો, શાશ્વત નામ એ ચ્યારેજી;
ભરતાદીક ખેત્રે મળી હોવે, ચ્યાર નામ ચીત્ત ધારેજી.
તેણે ચ્યાર એ શાશ્વત જીનવર, નમીએ નીત્ય સવારેજી.

---

પ્રહ ઉઠી વંદુ, રીખવદેવ ગુણવંત;
પ્રભુ બેઠા સોહીએ, સમવસરણ ભગવંત;
ત્રણ છત્ર બીરાજે, ચામર ઢાળે ઇંદ્ર;
જીનના ગુણ ગાવે, સુરનર નારીના વૃંદ;

## શ્રીમંધર જીનની થોય.

શ્રી શ્રીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ;
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ.
સકળ આગમ પારક, ગણધર ભાખીત વાણી,
જયવંતી આણા, જ્ઞાન વીમળ ગુણ ખાણી.

---

માહાવિદેહ ખેત્રમાં મંધર સ્વામી, સોનાનું સીંહાસનજી;
રૂપાનું ત્યાં છત્ર બીરાજે, રત્નમણીમાં દીવા ચારજી.
કુમકુમ વરણી ત્યાં ઘુમરી બિરાજે, મોતીના અક્ષત સારજી.
ત્યાં બેઠા શ્રી મંધર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યા કચોળાં, કસ્તુરી બરાસજી;
પેહેલી પૂજા મોરી હોજો, ઉગમતે પ્રભાતેજી.

## નમુક્કારસહિઅનુ પચ્ચખાણ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં પચ્ચખ્ખાઇ ચઉવિહંપિઆહાર અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં, વોસિરે,

## અથ નમુક્કારસહિઅં મુઠ્ઠસહિઅંનું પચ્ચખાણ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ ચઉવિહંપિઆહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે

## અથ પોરસિ સાઢપોરિસિનું પચ્ચખાણ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅ પોરિસિ સાઢપોરિસિ મુઠ્ઠ સહિઅ પચ્ચખ્ખાઈ ઉગ્ગએસૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમ અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણ મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## અથ પુરિમઢ્ઢ અવઢ્ઢનુ પચ્ચખાણ.

સૂરેઉગ્ગએ નમુક્કારસહિઅં પુરિમઢ્ઢં અવઢ્ઢં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઈ સૂરેઉગ્ગએ ચઉવીહંપિઆહરં અસણ પાણ ખાઇમં સાઇમં અન્નત્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણ મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

## વિગઈ નિવિગઇનું પચ્ચખાણ,

વિગઇઓ નિવિગઇઅ પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહત્થસંસઠ્ઠેણે ઉખ્ખિત્ત વિવેગેણં પડુચ્ચ મખ્ખિએણ પારિઠ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણ વોસિરે.

## બેઆસણા તથા એકાસણાનું પચ્ચખાણ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅ પોરિસિ સાઢ્ઢપોરિસિં પુરિમડ્ઢ મુઠ્ઠસહિઅ પચ્ચખ્ખાઈ, ઉગ્ગએસૂરે ચઉવીહંપિઆહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં; અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં; પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણ સવ્વસમાહિવત્તિઆગારેણં, એકાસણં, બેઆસણં પચ્ચખ્ખાઈ, તિવિહંપિઆહારં, અસણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થાણાભોગેણ, સહસાગારેણં, સાગારિઆગારેણં. આઉટણપસારેણ ગુરૂઅભ્ભુઠ્ઠાણેણં પારિઠ્ઠાવણિઆગારેણ મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરામિ

## અથ આયંબિલનુ પચ્ચખાણ.

ઉગ્ગએસુરે નમુક્કારસહિઅં પોરસિ સાઢ્ઢપોરસિં મુઠ્ઠિસહિઅં પચ્ચખ્ખાઈ ઉગ્ગએસૂરે ચઉવ્વિહંપિ આહાર અસણં પાણં ખાઈમ સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણ દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાવિહિત્તઆગારેણં આયંબિલં પચ્ચખ્ખાઈ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહથ્થસંસઠ્ઠેણં ઉખ્ખિત્તવિવેગેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિવત્તિઆગારેણં એગાસણં પચ્ચખ્ખાઇ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં આઉટણપસારેણં ગુરૂઅભ્ભુઠ્ઠાણેણ પારિઠ્ઠાવણિઆગારેણ મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિ આ-

ગારેણ પાણસ્સ લેવેણવા અલેવેણવા અથ્થેણવા બહુલેવેણવા સસિથ્થેણવા વોસરે.

## અથ ચઉવિહાર ઉપવાસનું પચ્ચખાણ.

સૂરે ઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઇ ચઉવ્વિહંપિ આહાર અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણ સહસાગારેણં પારિઠ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆ ગારેણં વોસિરે.

## અથ તિવિહાર ઉપવાસનું પચ્ચખાણ.

સૂરે ઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અસણં ખાઈમં સાઇમ અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણહાર પોરિસિં સાઠ્ઠપોરિસિં મુઠ્ઠિસહિઅ ધરસહિઅં પચ્ચખ્ખાઈ. ઉગ્ગએ. સૂરે પુરિમઠ્ઠ અવઠ્ઠ પચ્ચખ્ખાઈ અન્નથ્થણાભોગેણ સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સલેવેણવા 'અલેવેણવા અથ્થેણવા બહુલેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે.

## અથ ચઉથ્થ છઠ્ઠભત્તાદિકનું પચ્ચખાણ

સૂરેઉગ્ગએ ચઉથ્થભત્તં અભતઠ્ઠ પચ્ચખાઈ સૂરેઉગ્ગએ છઠ ભત્તં અભત્તઠ્ઠં પચ્ચખ્ખામિ પાણહાર પોરસિં મુઠ્ઠિસહિઅ પચ્ચખ્ખાઈ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણ સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુ લેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે,

## અથ ગંઠસહિઅં આદિ અભિગ્રહોનું પચ્ચખાણ.

ગંઠસહિઅં દિવસહિઅ થિબુગસહિઅં મુઠ્ઠિસહિઅં પચ્ચખાઇ અન્નથ્થણાભોગેણ સહસાગારેણ મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

## અથ ચૌદ નિયમ ધારનારને દેસાવગાસિકનુ પચ્ચખાણ.

દેસાવગાસિઅં ઉવભોગં પરિભોગ પચ્ચખાઇ અન્ન-થ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિ આગારેણં વોસિરે.

## અથ સાંજના પચ્ચખાણ.

## અથ પાણહાર દિવસચરિમનુ પચ્ચખાણ.

પાણહાર દિવસચરિમં પચ્ચખાઇ અન્નથ્થણાભોગેણ સહસાગારેણ મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## અથ ચઉવિહારનું પચ્ચખાણ.

દિવસચરિમ પચ્ચખાઇ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમ અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહ-ત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## અથ તિવિહારનુ પચ્ચખાણ.

દિવસ ચરિમં પચ્ચખાઈ તિવિહંપિ આહારં અસણ

ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે,

---

## અથ દુવિહારનું પચ્ચખાણ.

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ દુવિહંપિ આહાર અસણ ખાઇમં અન્નથ્થણાભોગેણ સહસાગારેણ સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે,

## અથ પચ્ચખાણના આગારની ગાથા.

દોચેવ નમુક્કારે, આગાર છચેવ પોરિસિએ સત્તેવય પુરિમડ્ઢે, એકાસણગંમિ અટ્ઠેવણં ॥ ૧ ॥ સત્તેગઠ્ઠાણેસુ અટ્ઠેવ ય અંબિલંમિ આગારા પંચેવય ભત્ત ટ્ઠે, છપ્પાણે ચરિમ ચત્તારિ ॥ ૨ ॥ પંચ ચઉરો અભિગ્ગહે, નિવ્વિએ અટ્ઠ નવ આગારા અપ્પાઉરણે પંચચઉ, હવંતિસેસેસુચત્તારિ ॥ ૩ ॥ ફાસિઅં પાલિઅં સોહિઅં તીરિઅં કિટ્ટિઅં આરાહિઅં જંચન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દુક્કડ ॥

## અથ પચ્ચખાણ પારવાનો વિધિ.

ઉગ્ગએસુરે નમુક્કાર સહિઅં પોરસિં સાઢ્ઢપોરસિં ગંઠસહિઅમુઠ્ઠસહિઅં પચ્ચખાણ કર્યું ચઉવ્વિહાર આંબિલ નિવિ એકાસણુ બેઆસણું કર્યું તિવિહાર પચ્ચખાણ ફાસિઅં પાલિઅં સોહિઅં તીરિઅં કિટ્ટિઅં આરાહિઅં જંચ ન આરાહિયં તસ્સ મિચ્છામિ દુક્કડ

# હિત વચન માળા.

૧ સમજુ લોકો નિંદા કરે તેવું કામ કરવું નહિ
૨ જુઠું બોલવુ નહિ.
૩ કુસંગ કરવો નહિ
૪ પાછળથી પસ્તાવો થાય તેવું કામ કરવું નહિ.
૫ ઉપરીને અપ્રિય થવાય તેમ વર્તવું નહિ.
૬ બોલ્યા પછી ફરવું પડે તેવું બોલવું નહિ
૭ ચડસા ચડસી કરવી નહિ.
૮ જુગટું રમવું નહિ.
૯ પરદારા સેવવી નહિ.
૧૦ વેહેમી થવું નહિ
૧૧ નિર્બળ મનના થવું નહિ
૧૨ અંધ શ્રદ્ધાળુ થવુ નહિ
૧૩ ભોળા થવુ નહિ.
૧૪ કપટિ થવું નહિ.
૧૫ ચાડી ખાવી નહિ
૧૬ કોઇનું દીલ દુખાવવું નહિ.
૧૭ વાહાલા સાથે વિરોધ કરવો નહિ.
૧૮ સજ્જનોમાં શરમાવું પડે તેવુ કામ કરવું નહિ.
૧૯ મનમા મુંઝાવું પડે તેવુ કામ કરવું નહિ.
૨૦ પોતાના પગ પર કુહાડો મારવો નહિ.
૨૧ બેસવાનીડાળ કાપવી નહિ.
૨૨ કજીઓ ઉછીનો લેવો નહિ.
૨૩ કજીઆના આગેવાન થવુ નહિ.

૨૪ સ્ત્રી, અંગરક્ષક અને રસોઇયા સાથે વિરોધ કરવો નહિ.
૨૫ સ્ત્રીનો વિશ્વાસ કરવો નહિ.
૨૬ ચાકરો તથા સ્ત્રીઓને ઝાઝી છુટ આપવી નહિ.
૨૭ અતિ વિશ્વાસુ થવું નહિ.
૨૮ પોતાની આબરૂનાં કાંકરા થાય તેવું કામ કરવું નહિ.
૨૯ નીચ માણસોની સાથે પ્રસગ કરવો નહિ.
૩૦ કૃપણનુ મોં બોલાવવું નહિ.
૩૧ દેશ કાળથી પ્રતિકૂલ કાર્ય કરવું નહિ
૩૨ વિશ્વાસઘાત કરવો નહિ
૩૩ વિકથા કરવી નહિ-
૩૪ વખત વ્યર્થ કરવો નહિ.
૩૫ દેશના દ્રોહી થવું નહિ.
૩૬ નાતમાં કજીઓ ઘાલવો નહિ.
૩૭ કોઇને વિના કારણ હેરાન કરવો નહિ.
૩૮ કુમાર્ગે દોરી જનાર પુસ્તકો વાંચવા નહિ
૩૯ કદાગ્રહ કરવો નહિ.
૪૦ કુવિદ્યા શીખવી નહિ.
૪૧ કેફી વસ્તુ પીવી નહિ.
૪૨ નિર્દય થવુ નહિ.
૪૩ ખરાબ વચન બોલવાં નહિ.
૪૪ કોઇની આજીવિકા ભાંગવી નહિ.
૪૫ દ્વેષ કરવો નહિ.
૪૬ ઉડાઉ થવું નહિ.
૪૭ લોભી થવુ નહિ.

૪૮ કોઈના ભુંડાથી રાજી થવું નહિ.
૪૯ નાસ્તિક થવુ નહિ.
૫૦ ઢોંગી થવુ નહિ.
૫૧ પારકી નિંદા કરવી નહિ.
૫૨ બેવકુફ થવુ થહિ.
૫૩ વિષયી થવું નહિ.
૫૪ પ્રમાદી થવુ નહિ.
૫૫ ગુણીજનોનો અવિનય કરવો નહિ.
૫૬ ભક્તિ હીન થવું નહિ
૫૭ છાકટા થવું નહિ.
૫૮ ક્રોધ કરવો નહિ
૫૯ ગર્વ કરવો નહિ:
૬૦ અભણ રહેવું નહિ.
૬૧ અસ્વચ્છ રહેવું નહિ
૬૨ અનિયમીત થવું નહિ.
૬૩ મોહ રાખવો નહિ.
૬૪ મનની વાત હિતેચ્છુ શીવાય કોઇને કહેવી નહિ.
૬૫ પોતાની બડાઈ કરવી નહિ
૬૬ અવળે માર્ગે ચડવુ નહિ.
૬૭ વહેતી નીક તોડવી નહિ.
૬૮ સાર્વજનિક તથા ધર્માદાના કાર્યમાં વિઘ્ન કરવું નહિ.
૬૯ જીવહિંસા કરવી નહિ.
૭૦ આફત આવે તેવું કરવું નહિ.
૭૧ અસાર સંસારમાં આશક્ત થવું નહિ.

૭૨ મમત્વભાવ રાખવો નહિ.
૭૩ કુળ મર્યાદા છોડવી નહિ.
•૭૪ શિષ્ટાચારનું ઉલ્લંઘન કરવું નહિ.
૭૫ સત્ય વસ્તુનો અનાદર કરવો નહિ.
૭૬ હિતવચનનો અનાદર કરવો નહિ.
૭૭ સજ્જનોનું અપમાન કરવું નહિ.
૭૮ દુષ્ટોને ઉત્તેજન આપવું નહિ.
૭૯ દેશનું દારિદ્ર વધે તેવા સાધનોને ઉતેજન આપવુ નહિ.
૮૦ શક્તિ ઉપરાંત ખર્ચ કરવું નહિ
૮૧ કુદેવને નમવું નહિ.
૮૨ કુધર્મનું સેવન કરવું નહિ.
૮૩ નીતિમાં શિથીલ થવું નહિ.
૮૪ કુગુરૂની ઉપાસના કરવી નહિ.
૮૫ વીતરાગ ભાષીત વચનની અશ્રદ્ધા કરવી નહિ.
૮૬ કોઇની હાંસી કરવી નહિ.
૮૭ બહુ બોલા થવું નહિ.
૮૮ સહસા કામ કરવું નહિ.
૮૯ વેશ્યામાં આસક્ત થવું નહિ.
૯૦ લાંચ ખાવી નહિ.
૯૧ વિદ્યાનો ગર્વ કરવો નહિ.
૯૨ આર્તધ્યાન કરવું નહિ.
૯૩ અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવું નહિ.
૯૪ દુર્જનની સોબત કરવી નહિ.
૯૫ સ્વસ્વરૂપને ભૂલવું નહિ.

૯૬ શિકાર કરવો નહિ.
૯૭ રૌદ્ર ધ્યાન કરવું નહિ.
૯૮ હલકી પરતંત્રતા સ્વીકારવી નહિ.
૯૯ મુદ્દો ચુકી જવો નહિ.
૧૦૦ મનુષ્યભવ વ્યર્થ ગુમાવવો નહિ.
૧૦૧ પુન્યની કમાઈ કર્યા વિના રહેવું નહિ.
૧૦૨ અશુભ કર્મ કરવાં નહિ.
૧૦૩ પારકે પૈસે વેપાર કરવો નહિ.
૧૦૪ કરજ કરીને વરો કરવો નહિ
૧૦૫ અધર્મ કરવો નહિ.
૧૦૬ કર્મનો ક્ષય કર્યા વગર રહેવું નહિ.
૧૦૭ મિથ્યાત્વ સેવવું નહિ.
૧૦૮ ખોટું જ્ઞાન મેળવવું નહિ, સમકિત સહિત ધર્મ કરવો.

---

## બોધ વચન.

૧ દિવસે એવું કાર્ય કરવું કે રાત્રીએ નિરાંતે સૂઇ રહેવાય.
૨ આઠ માસ એવું કાર્ય કરવું કે ચોમાસામાં કરવું ન પડે.
૩ યુવાવસ્થામાં એવું કાર્ય કરવું કે વૃદ્ધાવસ્થામાં સુખે દિવસો નિર્ગમન થાય.
૪ જન્મ પર્યંત એવું કાર્ય કરવું કે આવતાં ભવમાં દુઃખે વેઠવાં ન પડે.

૫ અધમ પુરૂષો વિઘ્નના ભયથી કોઇપણ કાર્યનો આરંભ કરતાં નથી.

૬ મધ્યમ પુરૂષો આરંભ કરેલાં કાર્યને વિઘ્ન આવવાથી છોડી દે છે.

૭ ઉત્તમ પુરૂષો વિઘ્ન આવ્યાં છતાં પણ આરંભેલા કાર્યને સંપૂર્ણ પાર પાડે છે.

૮ વાંચનાર, જેણે તને ઉપકાર કર્યો હોય, તેનો અપકાર કરવા કદી ઇચ્છીશ નહિ.

૯ જો તુ આબાદ થવાને ઇચ્છતો હોતો ન્યાય માર્ગથી દ્રવ્ય ઉપાર્જન કરતા શીખ.

૧૦ વિદ્યા ખરચ કરતાં ખૂટે નહિ, તેવું એક અપૂર્વ ધન છે, માટે પૈસાનો સંગ્રહ કરવો તજી દઈ વિદ્યાનો સંગ્રહ (સંચય ) કર.

૧૧ સાથે એટલું યાદ રાખજે કે વિદ્યાનો [ગર્વ કદી કરવો નહી, કેમકે તારાથી વધારે વિદ્યાને ધારણ કરનારા પણ દુનિયામાં ઘણા છે.

૧૨ શુક પાઠ જેવું જ્ઞાન મેળવ્યા કરતાં અનુભવ જ્ઞાન મેળવવું શ્રેષ્ઠ છે.

૧૩ વાંચનાર ! તને મોક્ષ સુખની વાંછા હોયતો સમ્યગ જ્ઞાનની પ્રાપ્તિ કરજે.

૧૪ સદ્ગુરૂની ઉપાસના કરી વિનય ગુણ વડે અને તારા સતત ઉદ્યમ વડે તુ સદ્બોધની પ્રાપ્તિ કરી શકીશ.

૧૫ તારૂં શ્રેય વાંછતો હો તો સત્ પુરૂષોનો સંગ કર, ગુ-

ણીજન ઉપર પ્રીતિ રાખ, અને ઉત્તમ પુરૂષોના કાર્યનું અનુકરણ કર.

૧૬ સદાચારથી તારી આબાદી થશે તેમ ધારી સદાચારનું સેવન કર.

૧૭ આ લોક અને પરલોક વિરૂદ્ધ કાર્ય પ્રાણાન્તે પણ ન કરીશ

૧૮ વાંચનાર ! તું વિશ્વાસઘાતને મહાપાપનું મુળ જાણી તેનો ત્યાગ કર.

૧૯ યત્ર, તંત્ર, મંત્ર વિગેરે કોઇપણ ધર્મથી અધિક નથી. યંત્રાદિ આ ભવમાં સુખ આપે છે, અને ધર્મ ભવોભવમાં સુખ આપે છે, માટે ધર્મનોજ આદર કરવો,

૨૦ ગંધ વિના ફુલની શોભા નથી, દાંત વિના મુખની શોભા નથી, સત્યતા વિના વચનની શોભા નથી, તેમ પુણ્ય વિના પુરૂષ શોભાને પામતો નથી.

૨૧ મન જીત્યું તેણે સર્વ જીત્યું એમ સમજી મનનેજ વશ કરવું

૨૨ મુર્ખને શિખામણ આપવી, કદાગ્રહીને ધર્મ સંભળાવવો, અને કુપુત્ર અગર કુશિષ્યને બોધ આપવો તે નિષ્ફલ છે.

૨૩ અજળીમાં રહેલા જળની જેમ યોવન દિન દિન ગળે છે

૨૪ પુણ્યથી પુન્ય વધે છે, અને પાપથી પાપ વધે છે, માટે નિરંતર પુન્યજ કર્યા કરવું.

૨૫ પુન્ય કરવાથી રૂપ લાવણ્યતા, યશ, માન, પ્રતિષ્ઠા, વગેરે પ્રાપ્ત થઇ ઠેકાણે ઠેકાણે સુખજ મળે છે; અને પાપ કરવાથી ઠેકાણે ઠેકાણે દુખજ મળે છે.

૨૬ વ્રતમાં શીલ ( બ્રહ્મ ) વ્રત ઉત્તમ, દાનમાં અભયદાન ઉત્તમ, ગુણમાં વિનય ગુણ ઉત્તમ, તેમજ રૂપમાં ભગવંતનું રૂપ અને વચનમાં સિદ્ધાંત વચન ઉત્તમ જાણવું.

૨૭ સંતોષથી સુખ મળે છે. સુખથી ધર્મ સાધિ શકાય છે અને ધર્મથી મોક્ષ મળે છે, માટે સત્પુરૂષોએ અત્યંત સંતોષ ધારવો યોગ્ય છે.

૨૮ જેવી મતિ તેવી ગતિ, જેવી ક્રિયા તેવું કર્મ, જેવો તપ તેવું ફલ, તેમ જેવો સંતોષ તેવુંજ સુખ સમજવું.

૨૯ વ્રત ભંગ કરનાર જેવો કોઇ પાપી અને વ્રત પાળનાર જેવો કોઈ ધર્મી નથી.

૩૦ ધર્મની પરીક્ષા બહુ દોહીલી છે.

૩૧ ઉપાધિવાળાને તત્વથી સુખ હોતું નથી.

૩૨ પર્વતમાં મેરૂ મોટો, દેવમાં ઇંદ્ર મોટો, કેવળીમાં તીર્થંકર મોટા, ગ્રહમાં ચંદ્ર મોટો, સર્વ વ્રતમા બ્રહ્મચર્ય વ્રત મોટું તથા પર્વમાં પર્યુષણ પર્વ મોટું છે; તેમ મંત્રમા નવકાર મંત્ર મોટો છે.

૩૩ સૂર્ય તરફ નજર કરવાથી આંખના તેજનો ક્ષય થાય છે. તેમ પરસ્ત્રી તરફ નજર કરવાથી મનુષ્યોનું પુણ્ય રૂપ તેજ ક્ષય પામે છે; માટે પરસ્ત્રી તરફ ખોટી દૃષ્ટિએ કરવી નહિ.

૩૪ માંસ, મદિરા, શિકાર, ચોરી, જુગાર, વેશ્યા તથા પરસ્ત્રીગમન, એ સાત વ્યસનો ઘોર નરકમાં લઇ જનાર છે, માટે શાણા જનોએ તે સાતે અવશ્ય તજવાં.

૩૫ રે જીવ! વિવિધ પ્રકારના ઉપદ્રવો વડે અતિ ભયાનક એવા સંસાર રૂપી કારાગ્રહમાં રહવું, ભૂમિ ઉપર શયન

કરવું, મનુષ્યોના હીન અને અનાદરના વચનો સાંભળવા, તાપ તથા ટાઢ સહન કરવાં, ભૂખતૃષાનું દુઃખ ભોગવવું, શરીર તથા દ્રવ્યનો ક્ષય થવો, વિગેરે સર્વ પૂર્વજન્મમાં જે જે કર્મ બાંધ્યાં હોય તેના ઉદય આવવાથી ભોગવવું પડે છે, પરંતુ હે મુર્ખ! જરા પણ મનમાં વૈરાગ્ય લાવતો નથી, અને મોહમાં ફસાઇ તત્વને પણ જાણતો નથી.

૩૬ હે જીવ! તું ઉપદેશ દુઃખનો કરે છે અને વાંછા સુખની કરે છે. પણ તત્વને જાણીશ તોજ તારી સર્વ વાંછા ફળીભૂત થશે.

૩૭ હે જીવ! પૂર્વે જે શુભ વા અશુભ કર્મ તેં બાંધ્યાં છે તે આ ભવમાં ઉદય આવવાથી તારે ભોગવવાં પડે છે, તેમાં બીજા ઉપર કોપ શા માટે કરે છે! કેમકે કોઇ કોઇને સુખ કે દુઃખ આપતું નથી. કર્યા કર્મ પ્રમાણે ફળ મળે છે, ભાવીભાવ બન્યા કરે છે, તે માટે કષ્ટ પડે ત્યારે શોચ નહિ કરતાં ધીરજ અંગીકાર કરવી, દૈવ પ્રતિકુલ હોય ત્યારે કોઈ રક્ષણ કરી શકતુ નથી, બીજાતો નિમિત્ત માત્ર છે.

૩૮ કોઈ પાસે ખુશામતના વચન બોલવાથી કાંઇ લાભ નથી; પુન્યના ઉદયથીજ સર્વ અભિલાષા ફળે છે.

૩૯ રે જીવ! મોટા દેવ દાનવને પણ કષ્ટ પડે છે; તો કષ્ટમાં શા સારૂ વિષાદ કરે છે. આ સંસારમાં તો કોઇના મનોરથ પૂર્ણ થાય છે. કોઈના ભંગ થાય છે, કોઇને નિત્ય દુઃખ થાય છે, કોઇને સુખ થાય છે, તેથી સત્પુરૂષતા તેનેજ કહેવો કે જે નિર્મળ સ્વભાવને ધારણ કરી પ-

રોપકારમાં તત્પર થઇ:ધર્મમાં રક્ત હોય, અને સંપદા છતાં અહંકાર કરે નહિ, અને કષ્ટ આવે શોચ કરે નહિ.

૪૦ હે જીવ! રડવાથી ચિત્તમાં સંતાપ થાય છે, પણ રડવાથી કે દીન વચન બોલવાથી કર્મ છૂટતાં નથી, ભોગવવાંજ પડે છે.

૪૧ તું વિકટ વનમાં ભ્રમણ કર, પર્વતો ઉપર ચડ, સમુદ્રમાં અગર ગુફામાં પ્રવેશ કર, પણ ભાગ્યથી અધિક મળવાનું નથી, કેમકે પુન્ય હીન પુરૂષનો ઉદ્યમ નિષ્ફળ થાય છે, તથાપિ ઉદ્યમ કરવાની જરૂર છે.

૪૨ હે અવિવેકી! જે કુટુંબને માટે તું મોહ કરે છે, અને સદા પાપ કરે છે, તે કુટુંબ તને નરકાદિકના દુ:ખોથી છોડવી શકવાનું નથી. લક્ષ્મી જલકલ્લોલવત્ ચપલ છે, મનુષ્યનું લાવણ્ય સંધ્યાના રંગ સરખું છે, બળ કમળ પત્ર ઉપર રહેલા જલબિંદુ પેઠે અસ્થિર છે, આયુષ વિજળીના ચમકારા તુલ્ય છે, માટે તેના માટે તારે વિષાદ કરવો નહિ.

૪૩ રે જીવ! દુર્લભ મનુષ્ય જન્મ પામીને જેણે આત્મ હિત કર્યું નહિ તેનો જન્મ નિષ્ફળ જાણવો.

૪૪ રે જીવ! પર સ્ત્રિ અને પર દ્રવ્યની તું વાંછા કર નહિ. અને પ્રાણાતિપાતાદિ પાપ સ્થાનકોને સેવ નહિ, તે મહા અનર્થના મુળ છે, અને નર્કમાં લઇ જનારા છે.

૪૫ લોભી પુરૂષ અન્યાયથી બીજાનું ધન લેવાને ઇચ્છે છે, પણ તેનું ધન અને યોવન અસ્થિર જાણવું.

૪૬ દુ:ખ સર્વને પોતાની તુલ્ય માની કોઇને પણ દુ:ખ દઇશ નહિ.

૪૭ મન, વચન અને કાયાનો ઉપયોગ એવો કરવો કે જેથી વૈરાગ્ય થાય અને પાપ દૂર જાય, પણ પાપ નજીક આવે તેવો ઉપયોગ કરવો નહિ.

૪૮ જે પોતાના સ્વામી, ગુરૂ, શેઠ અગર મિત્રને વિશ્વાસ આપી તેનો ઘાત કરે, તેને બંને લોકમાં સુખ થતું નથી.

૪૯ પુણ્યવાન પુરૂષોનો વખત તત્વ ચિંતા કરવામાં, હિત વચન બોલવામાં, અને મુનિ જનનું સન્માન કરવામા જાય છે અને પાપીઓનો વખત સદા કુકર્મમા જાય છે.

૫૦ હે જીવ! આર્ય ક્ષેત્ર, મનુષ્ય જન્મ, ઉત્તમ, કુળ, સદાચાર, શરીર આરોગ્ય, દેવ ગુરૂ ધર્મની સામગ્રી, એ સર્વ પામવું અત્યંત દુર્લભ છે, માટે સાવધાન પણે રહી બોધી બીજની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરવો; જેથી ફરી દુઃખ ભોગવવું પડે નહિ.

૫૧ પંડિત પુરૂષ તો તેનેજ જાણવો કે જે સર્વ સામગ્રી પામી આત્મ હિતમા તત્પર થાય કે જેથા ફરી જન્મ મરણ કરવા પડે નહિ. રાજ્યાદિક પૌદ્ગલિક સુખ પામવું મુશ્કેલ નથી, પરંતુ સર્વજ્ઞ કથિત ધર્મ રહસ્ય પામવું બહુ કઠણ છે.

૫૨ હજારો હળથી ખેડેલા ઉખર ભૂમિવાલા ક્ષેત્રમાં જેમ ધાન્ય પેદા થતું નથી તેમ ધર્મ હીન પુરૂષોને ઘણા પ્રયાસે પણ બોધ થતા નથી. ધર્મ કરવાથીજ સર્વ સુખની પ્રાપ્તિ થાય છે.

૫૩ રે જીવ! તુ આ ભવમાં ધર્મ નહિ કરે તો તારે પરલોકમાં દહન, છેદન. ભેદન આદિ અનેક દુઃખો સહન કરવા પડશે. માટે ધર્મને સર્વથી ઉત્તમ જાણીને તેનોજ આદર કર.

સમાપ્ત.

## સૂચના

પુસ્તકને જેમતેમ જ્યાં ત્યાં રખડતું મૂકી આશાતના કરવી નહીં. તેમજ અશુદ્ધ હાથે પુસ્તકને અડકવું નહીં. ઉઘાડે મુખે પુસ્તક વાંચવું નહીં.

---

## કર્મગ્રંથ.

અમારી તરફથી શાસ્ત્રી ટાઈપમાં કર્મગ્રંથ ભાગ ૧ લો, છપાવવામાં આવ્યો છે તેની અંદર પ્રથમથી ચાર કર્મગ્રંથનો સમાવેશ કરેલો છે. જૈન પાઠશાળાઓમાં ભણવા ભણાવવાને સુગમ પડે તેવા હેતુથી પ્રથમ ગાથા પછી શબ્દાર્થ પછી વિસ્તારાર્થની ગોઠવણ કરવામાં આવી છે તથા તેને પાકાં [illegible] બાંધવામાં આવ્યો છે કિંમત રૂ ૧ ૦ ૦.

અમારી પાસેથી નીચેનાં પુસ્તકો મળશે.

| | |
|---|---|
| પંચપ્રતિક્રમણ (નવસ્મરણ તથા જીવ- વિચારાદિ ચાર પ્રકરણોના) અર્થ સાથે | રૂ. ૦—૧૨—૦ |
| દેવસીરાઈ અર્થ સહિત | રૂ. ૦—૪—૦ |
| જીવવિચારાદિક ચાર પ્ર૦ અર્થ સાથે | રૂ. ૦—૪—૦ |
| સામાયક સૂત્ર અર્થ સહિત. | રૂ. ૦—૦—૬ |
| પ્રકરણમાળા | રૂ. ૧—[illegible]—૦ |

માસ્તર ઉમેદચંદ રાયચંદ.

ઠે. શેઠ મગુભાઈ પ્રેમચંદ જૈન જ્ઞાનવર્ધક શાળા આગર પાંજરાપોળ અમદાવાદ.